# (૪૩) અઝ્-ઝુખરુફ

## પરિચય

**નામ :**

સૂરઃનું નામ આયત-૩૫ના શબ્દ 'વઝુખરુફા' ઉપરથી લેવામાં આવ્યું છે, અર્થાત્ તે સૂરઃ જેમાં શબ્દ 'ઝુખરુફ' આવ્યો છે.

**ઉતરાણકાળ :**

આના વિષયો ઉપર વિચારતાં સ્પષ્ટપણે જણાય છે કે આ સૂરઃ પણ તે જ જમાનામાં ઊતરી છે જેમાં અલ-મુ'મિન, હા-મીમ સજદહ અને શૂરાનું અવતરણ થયું હતું. આ એક જ ક્રમમાં ઊતરેલી સૂરઃઓ છે, જેમનું ઉતરાણ તે વખતથી શરૂ થયું, જ્યારે મક્કાના કાફિરો હઝરત મુહમ્મદ (સલ્લ.)ના પ્રાણ લેવા માટે પાછળ પડી ગયા હતા.

**ચર્ચાના વિષયો :**

આ સૂરઃમાં કુરૈશ અને આરબોની તે અજ્ઞાનતાપૂર્ણ માન્યતાઓ અને અંધશ્રદ્ધાઓની ખૂબ કઠોર નિંદા કરવામાં આવી છે, જેનો તેઓ ખૂબ જ દુરાગ્રહ કરી રહ્યાં હતાં, અને ખૂબ જ મજબૂત અને હૃદયસ્પર્શી રીતે તેમની બુદ્ધિહીનતાનો પડદો ચીરી નાખવામાં આવ્યો છે.

વાણીનો આરંભ એ રીતે કરવામાં આવ્યો છે કે તમે પોતાના દુષ્કૃત્યોના બળ ઉપર એવું ઇચ્છો છો કે આ ગ્રંથનું અવતરણ રોકી દેવામાં આવે, પરંતુ અલ્લાહે ક્યારેય દુષ્કૃત્યોના કારણે પયગંબરો–ઈશદૂતો મોકલવાનું તથા ગ્રંથોના અવતરણનું કામ રોક્યું નથી, બલ્કે તે અત્યાચારીઓનો નાશ કરી દીધો છે જે તે માર્ગદર્શનનો માર્ગ રોકી રહ્યાં હતાં. આવું જ તે હવે પણ કરશે.

પછી બતાવવામાં આવ્યું છે કે તે ધર્મ શું છે, જેને આ લોકો છાતીએ વળગાડીને બેઠા છે, અને તે દલીલો કઈ છે જેના જોરે તેઓ હઝરત મુહમ્મદ (સલ્લ.)નો મુકાબલો કરી રહ્યાં છે.

પોતે પણ માને છે કે ધરતી અને આકાશનો, અને સ્વયં એમનો અને એમના ઉપાસ્યોનો સર્જનહાર અલ્લાહ જ છે. એ પણ તેઓ જાણે અને માને છે કે જે કૃપાથી તેઓ ફાયદો ઉઠાવી રહ્યાં છે તે સૌ અલ્લાહની પ્રદાન કરેલી છે.

બંદાઓને અલ્લાહની સંતાન ઠરાવે છે. અને ફરિશ્તાઓને એમણે દેવીઓ બનાવી રાખી છે. એમની મૂર્તિઓ સ્ત્રીઓના સ્વરૂપમાં બનાવી છે એમને સ્ત્રીઓના કપડાં અને ઘરેણાં પહેરાવે છે અને કહે છે કે આ અલ્લાહની પુત્રીઓ છે. એમની ઉપાસના કરે છે અને તેમની પાસે માનતાઓ માને છે. છેવટે એમને તે ખબર પડી કેવી રીતે કે ફરિશ્તાઓ સ્ત્રીઓ છે ?



આ અજ્ઞાનતાઓ માટે જ્યારે ટોકવામાં આવે છે તો ભાગ્યનું બહાનું કાઢે છે અને કહે છે કે જો અલ્લાહ અમારા આ કામને પસંદ કરતો ન હોત તો અમે કઈ રીતે આ મૂર્તિઓની પૂજા કરી શકતા હતા. જો કે અલ્લાહની પસંદ અને નાપસંદ જાણવા માટેનું સાધન તેના ગ્રંથો છે, નહીં કે તે કામ જે દુનિયામાં તેની મરજી હેઠળ થઈ રહ્યાં છે.

પૂછવામાં આવે છે કે પોતાના આ શિર્ક માટે તમારી પાસે આ ખોટી દલીલ સિવાય કોઈ બીજો પુરાવો પણ છે, તો જવાબ આપે છે કે બાપ-દાદાના જમાનાથી આ કામ આમ જ થતું આવે છે. જાણે એમના માટે કોઈ ધર્મના સાચા હોવા માટે આ પૂરતી દલીલ છે ! જો કે હઝરત ઇબ્રાહીમ (અલૈ.), જેમના વંશજો હોવા ઉપર તેમના સમગ્ર ગર્વ અને શ્રેષ્ઠતાનો આધાર છે, બાપ-દાદાના ધર્મને ઠોકર મારીને ઘર છોડી નીકળી ગયા હતા અને તેમણે બાપ-દાદાઓનું એવું અનુસરણ છોડી દીધું હતું, જેનો સાથ કોઈ તર્કસંગત દલીલ આપતી ન હોય. તેમ છતાં જો લોકોએ બાપ-દાદાઓનું જ અનુસરણ કરવું હતું તો તેના માટે પણ એમના સૌથી પ્રતિષ્ઠિત પૂર્વજો હઝરત ઇબ્રાહીમ અને હઝરત ઇસ્માઈલ (અલૈ.)ને છોડીને એમણે પોતાના સૌથી અજ્ઞાન બાપ-દાદાઓને પસંદ કર્યા !

હઝરત મુહમ્મદ (સલ્લ.)ની રિસાલત માનવા સામે આ લોકોને વાંધો છે તે એ કારણે કે તેમની પાસે ધન-દોલત અને રાજ્ય અને હોદ્દો તો છે જ નહીં. કહે છે કે જો અલ્લાહ અમારે ત્યાં કોઈને પયગંબર બનાવવા માંગતો હોત તો અમારા બંને શહેર (મક્કા અને તાઇફ)ના મોટા માણસોમાંથી કોઈને બનાવતો. આ જ કારણે ફિરઔને પણ હઝરત મૂસા (અલૈ.)ને તુચ્છ ગણ્યા હતા અને કહ્યું હતું કે આકાશનો બાદશાહ, જો મુજ ધરતીના બાદશાહ પાસે કોઈ એલચી મોકલતો તો તેને સોનાના કંગન પહેરાવીને, ફરિશ્તાઓના લશ્કરને તેના પ્યાદા તરીકે રાખીને મોકલતો. આ નિર્ધન ક્યાંથી આવી ગયો ? શ્રેષ્ઠતા તો મને મળેલી છે કે મિસરની બાદશાહત મારી છે અને નાઇલ નદીની નહેરો મારા રાજ્ય હેઠળ વહી રહી છે. આ માણસ મારા મુકાબલે શું હેસિયત ધરાવે છે, ન ધનદોલત ધરાવે છે, ન સત્તા.

અંતમાં સાફ શબ્દોમાં કહેવામાં આવ્યું છે કે અલ્લાહની ન કોઈ સંતાન છે, ન આકાશ અને ધરતીના ઉપાસ્ય ભિન્ન છે, ન અલ્લાહને ત્યાં કોઈ એવો ભલામણ કરનાર છે જે જાણી-સમજીને પથભ્રષ્ટતાનો માર્ગ અપનાવનારાઓને તેની સજાથી બચાવી શકે.

# (૪૩) સૂરઃ અઝ્-ઝુખરુફ

(મક્કામાં અવતરિત થઈ • રુકૂઅ : ૭ • આયતો : ૮૯)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. હા-મીમ !

૨. સોગંદ છે આ સ્પષ્ટ ગ્રંથના

૩. કે અમે આને અરબી ભાષાનું કુર્આન બનાવ્યું છે જેથી તમે લોકો આને સમજો.

૪. અને વાસ્તવમાં આ 'ઉમ્મુલ કિતાબ' (અર્થાત્ મૂળ ગ્રંથ, જેમાં તમામ પયગંબરો ઉપર અવતરિત થયેલ ગ્રંથો ઉદ્ધૃત છે.)માં અંકિત છે, અમારા પાસે ખૂબ ઉચ્ચ કોટિનું અને તત્ત્વદર્શિતાથી પરિપૂર્ણ ગ્રંથ.

૫. હવે શું અમે તમારાથી નાખુશ થઈને આ શિખામણનો પાઠ તમારા પાસે મોકલવાનું છોડી દઈએ, માત્ર એટલા જ માટે કે તમે હદ વટાવી ગયેલા લોકો છો ?

૬. પુરોગામી કોમોમાં પણ અમે વખતો-વખત પયગંબર મોકલ્યા છે.

૭. ક્યારેય એવું બન્યું નથી કે કોઈ પયગંબર તેમનામાં આવ્યો હોય અને તેમણે તેની મજાક ન ઉડાવી હોય.

૮. પછી જે લોકો આમના કરતાં કેટલાય ગણાં વધારે શક્તિશાળી હતા તેમને અમે નષ્ટ કરી દીધા, પુરોગામી કોમોના દૃષ્ટાંતો આવી ગયા છે.

૯. જો તમે આ લોકોને પૂછો કે આકાશો અને ધરતીને કોણે પેદા કર્યા છે તો તેઓ પોતે કહેશે, ''આમને તે જ પ્રભુત્વશાળી સર્વજ્ઞ હસ્તીએ પેદા કર્યા છે.''

૧૦. તે જ ને કે જેણે તમારા માટે આ ધરતીને પારણું બનાવી અને આમાં તમારા માટે માર્ગો બનાવી દીધા જેથી તમે પોતાના નિશ્ચિત સ્થળનો રસ્તો પામી શકો.

૧૧. જેણે વિશેષ માત્રામાં આકાશમાંથી પાણી ઉતાર્યું અને તેના દ્વારા મૃત ધરતીને જીવંત કરી દીધી, આવી જ રીતે એક દિવસે તમે ધરતીમાંથી બહાર કાઢવામાં આવશો.

૧૨. તે જ છે જેણે આ તમામ જોડીઓ પેદા કરી, અને જેણે તમારા માટે નૌકાઓ અને પશુઓને સવારીના સાધન બનાવ્યા

૧૩. જેથી તમે તેમની પીઠ ઉપર ચઢો અને જ્યારે તેમના ઉપર બેસો તો પોતાના રબ (પ્રભુ)નો ઉપકાર યાદ કરો અને કહો, ''પવિત્ર છે તે જેણે આ વસ્તુઓ અમારા આધીન કરી દીધી, નહીં તો અમે આમને કાબૂમાં કરવાની શક્તિ ધરાવતા ન હતા,

૧૪. અને એક દિવસે અમારે પોતાના રબ (પ્રભુ)ના તરફ પાછા ફરવાનું છે.''

૧૫. (આ બધું જાણવા અને માનવા છતાં પણ) આ લોકોએ તેના બંદાઓમાંથી કેટલાકને તેના અંશ બનાવી દીધા. હકીકત આ છે કે મનુષ્ય ખુલ્લો અપકારી છે. (રુકૂઅ-૧)



૧૬. શું અલ્લાહે પોતે પેદા કરેલાઓમાંથી પોતાના માટે પુત્રીઓ ચૂંટી અને તમને પુત્રોથી નવાજ્યા ?

૧૭. અને સ્થિતિ એ છે કે જે સંતાનને આ લોકો તે કરુણામય અલ્લાહથી સંબંધિત કરે છે, તેના જન્મની શુભ-સૂચના જ્યારે સ્વયં તેમનામાંથી કોઈને આપવામાં આવે છે તો તેના મોઢા ઉપર કાલિમા છવાઈ જાય છે અને તે શોકાતુર થઈ જાય છે.

૧૮. શું અલ્લાહના હિસ્સામાં તે સંતાન આવી જે ઘરેણાંઓમાં ઉછેરાય છે અને વાદ-વિવાદમાં પોતાનો અભિપ્રાય પૂર્ણરૂપે સ્પષ્ટ નથી કરી શકતી ?

૧૯. એમણે ફરિશ્તાઓને, જે કરુણામય અલ્લાહના વિશિષ્ટ બંદાઓ છે, સ્ત્રીઓ ઠેરવી દીધા. શું તેમના શરીરની રચના તેમણે જોઈ છે ? એમની સાક્ષી લખી લેવામાં આવશે અને એમણે એનો જવાબ આપવો પડશે.

૨૦. આ લોકો કહે છે, ''જો કરુણામય અલ્લાહ ઇચ્છતો (કે અમે તેમની ઉપાસના ન કરીએ) તો અમે કદાપિ તેમને ન પૂજતા.'' આ લોકો આ મામલાની વાસ્તવિકતાને તદ્દન જાણતા નથી, માત્ર અટકળો કરે છે.

૨૧. શું અમે આ પહેલાં કોઈ ગ્રંથ આમને આપ્યો હતો જેની સનંદ (પોતાની આ ફરિશ્તા-પૂજા માટે) આ લોકો પોતાના પાસે ધરાવતા હોય ?

૨૨. નહીં, બલ્કે આ લોકો કહે છે કે અમે અમારા બાપ-દાદાઓને આ પદ્ધતિ ઉપર જોયા છે અને અમે એમનાં જ પદ્-ચિહ્નો ઉપર ચાલી રહ્યા છીએ.

૨૩. આવી જ રીતે તમારા પહેલાં જે વસ્તીમાં પણ અમે કોઈ ડરાવનાર મોકલ્યો, તો તેના સુખ-સંપન્ન લોકોએ આવું જ કહ્યું કે અમે અમારા બાપ-દાદાને આ જ પદ્ધતિ ઉપર જોયા છે અને અમે તેમના જ પદ્-ચિહ્નોનું અનુસરણ કરી રહ્યા છીએ.

૨૪. દરેક પયગંબરે તેમને પૂછયું, શું તમે તે જ પગદંડી ઉપર ચાલ્યા જશો, ચાહે હું તમને એ રસ્તા કરતાં વધુ સાચો અને સારો માર્ગ બતાવું જેના ઉપર તમે પોતાના બાપ-દાદાઓને જોયા છે ? તેમણે બધા રસૂલો (ઈશદૂતો)ને આ જ જવાબ આપ્યો કે જે દીન (ધર્મ) તરફ બોલાવવા માટે તમે મોકલવામાં આવ્યા છો અમે તેનો ઇન્કાર કરનારા છીએ.

૨૫. છેવટે અમે તેમની ખબર લઈ નાખી અને જોઈ લો, ખોટું ઠેરવનારાઓનું કેવું પરિણામ આવ્યું. (રુકૂઅ-૨)

૨૬. યાદ કરો તે સમય, જ્યારે ઇબ્રાહીમે પોતાના પિતા અને પોતાની કોમને કહ્યું હતું, ''તમે જેની ઉપાસના કરો છો તેમના સાથે મારો કોઈ સંબંધ નથી.

૨૭. મારો સંબંધ માત્ર તેના સાથે છે જેણે મને પેદા કર્યો, તે જ મારૂં માર્ગદર્શન કરશે.''

૨૮. અને ઇબ્રાહીમ આ જ વાત પોતાના પાછળ પોતાની સંતાનમાં મૂકી ગયો જેથી તેઓ તેના તરફ રજૂ કરે.

૨૯. (આમ છતાં જ્યારે આ લોકો બીજાઓની ઉપાસના કરવા લાગ્યા તો

મેં તેમનો નાશ ન કર્યો) પણ હું તેમને અને તેમના બાપ-દાદાઓને જીવન-સામગ્રી આપતો રહ્યો, ત્યાં સુધી કે તેમના પાસે સત્ય અને સાફ-સાફ વર્ણન કરનાર રસૂલ (સંદેશવાહક) આવી ગયો.

૩૦. પરંતુ તે સત્ય જ્યારે તેમના પાસે આવી ગયું તો તેમણે કહી દીધું કે આ તો જાદુ છે અને અમે તેને માનવાનો ઈન્કાર કરીએ છીએ.

૩૧. કહે છે, આ કુર્આન બંને શહેરોના મોટા માણસોમાંથી કોઈ એકના ઉપર કેમ ન અવતરિત કરવામાં આવ્યું ?

૩૨. શું તારા રબની કૃપા આ લોકો વહેંચે છે ? દુનિયાના જીવનમાં એમના ગુજરાન માટેના સાધનો તો અમે એમના વચ્ચે વહેંચ્યા છે, અને આમાંના કેટલાક લોકોને બીજા અન્ય લોકો ઉપર અમે ઘણે દરજ્જે શ્રેષ્ઠતા આપી છે જેથી તેઓ એક-બીજાથી સેવા-કાર્ય લે. અને તમારા રબની કૃપા (અર્થાત્ નબૂવ્વત—ઈશદૂતત્વ) તે દોલતથી વધુ કિમતી છે જે (આમના ધનવાન લોકો) એકત્ર કરી રહ્યા છે.

૩૩. જો આ આશંકા ન હોત કે સૌ મનુષ્યો એક જ પદ્ધતિના થઈ જશે, તો અમે પરમ્ દયાળુ અલ્લાહ સાથે કુફ્ર કરનારા લોકોના ઘરોની છતો, અને તેમની સીડીઓ જેના દ્વારા તેઓ પોતાના ઝરૂખાઓ ઉપર ચઢે છે,

૩૪. અને તેમના દરવાજાઓ અને બેઠકો જેમના ઉપર તેઓ તકિયાને અઢેલીને બેસે છે, બધું જ ચાંદી અને સોનાનું બનાવી દેતા.

૩૫. આ તો માત્ર દુનિયા (આલોક)ના જીવનનો સર-સામાન છે, અને આખિરત (પરલોક) તારા રબ (પ્રભુ)ને ત્યાં માત્ર અલ્લાહથી ડરનારાઓ માટે છે. (રુકૂઅ-૩)

૩૬. જે માણસ રહમાન (પરમ્ કૃપાળુ)ના સ્મરણની ઉપેક્ષા કરે છે, અમે તેના ઉપર એક શેતાન લગાડી દઈએ છીએ અને તે તેનો મિત્ર બની જાય છે.

૩૭. આ શેતાનો આવા લોકોને સીધા રસ્તે આવવાથી રોકે છે અને તેઓ પોતાના મનમાં એમ સમજે છે કે અમે બરાબર જઈ રહ્યા છીએ.

૩૮. છેવટે જ્યારે આ વ્યક્તિ અમારા ત્યાં પહોંચશે તો પોતાના શેતાનને કહેશે, ‘‘કદાચ તારા અને મારા વચ્ચે પૂર્વ અને પશ્ચિમ જેટલું અંતર હોત, તું તો સૌથી ખરાબ સાથી નીકળ્યો.’’

૩૯. તે વખતે આ લોકોને કહેવામાં આવશે કે હવે જ્યારે તમે અત્યાચાર કરી ચૂક્યા તો આજે આ વાત તમને કોઈ ફાયદો નહીં પહોંચાડે, કેમ કે તમે અને તમારા શેતાનો યાતનામાં સહભાગી છો.

૪૦. હવે શું હે પયગંબર, તમે બહેરાઓને સંભળાવશો ? કે આંધળા અને તદ્દન ભટકી ગયેલા લોકોને માર્ગ દેખાડશો ?

૪૧. હવે તો અમારે આમને સજા આપવી છે, ચાહે અમે તમને દુનિયામાંથી



ઉઠાવી લઈએ

૪૨. અથવા તમને નજરો-નજર આ લોકોનું તે પરિણામ દેખાડી દઈએ જેનો અમે આમને વાયદો કર્યો છે, અમે આમના ઉપર સંપૂર્ણ પ્રભુત્વ ધરાવીએ છીએ.

૪૩. તમે ગમે તેવા સંજોગોમાં પણ તે ગ્રંથને મજબૂતીપૂર્વક પકડી રાખો જે વહી (દિવ્ય પ્રકાશના) મારફતે તમારા પાસે મોકલવામાં આવ્યો છે, નિશ્ચિતપણે તમે સીધા માર્ગ ઉપર છો.

૪૪. હકીકત આ છે કે આ ગ્રંથ તમારા માટે અને તમારી કોમ માટે એક મોટું બહુમાન છે અને ટૂંકમાં જ તમને આનો જવાબ આપવો પડશે.

૪૫. તમારા પહેલાં અમે જેટલા રસૂલ મોકલ્યા હતા તે સૌને પૂછી જુઓ, શું અમે દયાળુ અલ્લાહ સિવાય બીજા કોઈ ઉપાસ્યો પણ ઠરાવ્યા હતા કે તેમની ઉપાસના કરવામાં આવે ?

૪૬. અમે મૂસાને પોતાની નિશાનીઓ સાથે ફિરઔન અને તેના રાજદરબારીઓ પાસે મોકલ્યો અને તેણે જઈને કહ્યું કે હું સમગ્ર સૃષ્ટિના માલિકનો સંદેશવાહક છું.

૪૭. પછી જ્યારે તેણે અમારી નિશાનીઓ તેમના સામે રજૂ કરી તો તેઓ તેની મજાક ઉડાવવા લાગ્યા.

૪૮. અમે એક પછી એક નિશાની તેમને દેખાડતા ગયા, જે પહેલી નિશાની કરતાં ચઢિયાતી હતી, અને અમે તેમને યાતનામાં ઝડપી લીધા જેથી તેઓ તેમ કરતાં અટકી જાય.

૪૯. દરેક યાતના વખતે તેઓ કહેતા, હે જાદુગર ! પોતાના રબ (પ્રભુ) તરફથી જે હોદ્દો તને પ્રાપ્ત છે તેના કારણે અમારા માટે તેને પ્રાર્થના કર, અમે ચોક્કસ સીધા માર્ગ ઉપર આવી જઈશું.

૫૦. પરંતુ જેવી જ તેમના ઉપરથી અમે યાતના દૂર કરી લેતા, તેઓ પોતાના વચનથી ફરી બેસતા હતા.

૫૧. એક દિવસે ફિરઔને પોતાની કોમ વચ્ચે પોકારીને કહ્યું, ‘‘લોકો ! મિસર (ઈજીપ્ત)ની બાદશાહી મારી નથી ? અને આ નહેરો મારા નીચે નથી વહી રહી ? શું તમને દેખાતું નથી ?

૫૨. હું વધુ સારો છું કે આ માણસ જે અપમાનિત અને તુચ્છ છે અને પોતાની વાત પણ સ્પષ્ટપણે વર્ણવી શકતો નથી ?

૫૩. કેમ તેના ઉપર સોનાના કંગન ઉતારવામાં ન આવ્યા ? અથવા ફરિશ્તાઓની એક ટુકડી આના સાથે કેમ ન આવી ?’’

૫૪. તેણે પોતાની કોમને હલકી સમજી અને તેમણે તેનું અનુસરણ કર્યું, હકીકતમાં તેઓ હતા જ દુરાચારી લોકો.

૫૫. છેવટે જ્યારે તેમણે અમને ક્રોધિત કરી દીધા તો અમે તેમનાથી બદલો લીધો અને તેમને એકી સાથે ડુબાડી દીધા

૫૬. અને અનુગામીઓ માટે પુરોગામી અને બોધપાઠનું દૃષ્ટાંત બનાવીને મૂકી દીધા. (રુકૂઅ-૫)

૫૭. અને જેવું કે મરયમના પુત્રનું દૃષ્ટાંત આપવામાં આવ્યું, તમારી કોમના લોકોએ એના વિષે શોર મચાવી દીધો

૫૮. અને કહેવા લાગ્યા કે અમારા ઉપાસ્યો સારા છે કે તે ? આ દૃષ્ટાંત તેઓ તમારા સામે માત્ર વાદ-વિવાદ કરવા માટે લાવ્યા છે, વાસ્તવમાં આ લોકો છે જ ઝઘડાખોર.

૫૯. મરયમનો પુત્ર તે સિવાય કંઈ ન હતો કે એક બંદો હતો, જેને અમે ઈનામથી નવાજ્યો અને ઈસરાઈલની સંતાન માટે તેને પોતાના સામર્થ્યનો એક નમૂનો બનાવી દીધો.

૬૦. અમે ઈચ્છીએ તો તમારાથી ફરિશ્તાઓ પેદા કરી દઈએ જેઓ ધરતી ઉપર તમારા ઉત્તરાધિકારી બને.

૬૧. અને તે (અર્થાત્ મરયમનો પુત્ર) વાસ્તવમાં કયામત ની એક નિશાની છે, પછી તમે તેમાં શંકા ન કરો. અને મારી વાત માની લો, આ જ સીધો માર્ગ છે.

૬૨. એવું ન બને કે શેતાન તમને તેનાથી રોકી દે, કેમ કે તે તમારો ખુલ્લો શત્રુ છે.

૬૩. અને જ્યારે ઈસા ખુલ્લી નિશાનીઓ લઈને આવ્યો હતો તો તેણે કહ્યું હતું, ''હું તમારા પાસે 'હિકમત' (તત્ત્વદર્શિતા, વાસ્તવિક જ્ઞાન) લઈને આવ્યો છું, અને એટલા માટે આવ્યો છું કે તમારા સમક્ષ તે કેટલીક વાતોની સત્યતા સ્પષ્ટ કરી દઉં જેમાં તમે મતભેદ ધરાવો છો, આથી તમે અલ્લાહથી ડરો, અને મારું અનુસરણ કરો.

૬૪. હકીકત એ છે કે અલ્લાહ જ મારો રબ (પ્રભુ) પણ છે અને તમારો રબ (પ્રભુ) પણ. તેની જ તમે ઉપાસના કરો, આ જ સન્માર્ગ છે.''

૬૫. પરંતુ (તેના આ સ્પષ્ટ શિક્ષણ છતાં) જૂથોએ પરસ્પર મતભેદ કર્યો, પછી વિનાશ છે તે લોકો માટે જેમણે અત્યાચાર કર્યો, એક દુઃખદાયી દિવસની યાતનાથી.

૬૬. શું આ લોકો હવે માત્ર એ જ વસ્તુની પ્રતીક્ષા કરી રહ્યા છે કે ઓચિંતી આમના ઉપર કયામત આવી જાય અને એમને ખબર પણ ન પડે ?

૬૭. તે દિવસ આવશે ત્યારે અલ્લાહથી ડરનારા લોકો સિવાયના બાકી સૌ મિત્રો એક-બીજાના દુશ્મન થઈ જશે. (રુકૂઅ-૬)

૬૮-૬૯. તે દિવસે તે લોકોને જેઓ અમારી આયતો ઉપર ઈમાન લાવ્યા હતા અને આજ્ઞાંકિત થઈને રહ્યા હતા, કહેવામાં આવશે કે, ''હે મારા બંદાઓ ! આજે તમારા માટે કોઈ ભય નથી અને ન તમને કોઈ દુઃખ પડવાનું છે

૭૦. દાખલ થઈ જાવ જન્નત (સ્વર્ગ)માં તમે અને તમારી પત્નીઓ, તમને ખુશ કરી દેવામાં આવશે.''

૭૧. તેમના સામે સુવર્ણથાળ અને જામ ફેરવવામાં આવશે અને દરેક



મનગમતી અને આંખોને લિજ્જત આપતી વસ્તુ ત્યાં મોજૂદ હશે. તેમને કહેવામાં આવશે, ''તમે હવે અહીં હંમેશાં રહેશો.

૭૨. તમે આ જન્નત (સ્વર્ગ)ના વારસદાર પોતાના કર્મોના કારણે થયા છો જે તમે દુનિયા (આલોક)માં કરતા રહ્યા.

૭૩. તમારા માટે અહીં પુષ્કળ ફળો હાજર છે જે તમે ખાશો,''

૭૪. રહ્યા અપરાધીઓ, તો તેઓ હંમેશાં જહન્નમ (નર્ક)ની યાતનામાં પડ્યા રહેશે,

૭૫. ક્યારેય પણ તેમની યાતનામાં ઘટાડો નહીં થાય, અને તેઓ તેમાં નિરાશ પડ્યા હશે.

૭૬. તેમના ઉપર અમે અત્યાચાર કર્યો નથી, પરંતુ તેઓ સ્વયં પોતાના ઉપર અત્યાચાર કરતા રહ્યા.

૭૭. તેઓ પોકારશે, ''હે માલિક ! તારો રબ અમને મોત આપી દે તો સારું.'' તે જવાબ આપશે, ''તમે આમ જ પડ્યા રહેશો,

૭૮. અમે તમારા પાસે સત્ય લઈને આવ્યા હતા, પરંતુ તમારામાંના ઘણાંખરાને સત્ય પસંદ ન હતું.''

૭૯. શું આ લોકોએ કોઈ પગલું લેવાનો નિર્ણય કરી લીધો છે ? ભલે, તો અમે પણ એક નિર્ણય કરી લઈએ છીએ.

૮૦. શું આમણે એમ સમજી લીધું છે કે અમે આમની છૂપી વાતો અને આમની ગુસપુસ સાંભળતા નથી ? અમે બધું જ સાંભળી રહ્યા છીએ અને અમારા ફરિશ્તા આમની પાસે જ લખી રહ્યા છે.

૮૧. આમને કહો, ''જો વાસ્તવમાં પરમ્ કૃપાળુ અલ્લાહની કોઈ સંતાન હોત તો સૌથી પહેલો ઉપાસના કરનાર હું હોત.''

૮૨. પવિત્ર છે આકાશો અને ધરતીનો બાદશાહ ! સિંહાસનનો માલિક ! તે તમામ વાતોથી જે આ લોકો તેના વિષે કહે છે.

૮૩. ભલે, આમને પોતાના મિથ્યા વિચારોમાં અને ખેલમાં ડૂબેલા રહેવા દો, ત્યાં સુધી કે આ લોકો પોતાનો તે દિવસ જોઈ લે જેનાથી આમને ડરાવવામાં આવી રહ્યા છે.

૮૪. તે જ એક આકાશમાં પણ અલ્લાહ (ઈશ્વર) છે અને ધરતીમાં પણ અલ્લાહ છે, અને તે જ તત્ત્વદર્શી અને સર્વજ્ઞ છે.

૮૫. ઘણો ઉચ્ચ અને સર્વોપરી છે તે જેના અધિકારમાં આકાશો અને ધરતી તથા તે દરેક વસ્તુની બાદશાહી છે જે આકાશો અને ધરતી વચ્ચે મોજૂદ છે અને તે જ કયામત (પુનરુજ્જીવન)ની ઘડીનું જ્ઞાન ધરાવે છે, અને તેના જ તરફ તમે સૌ પાછા લઈ જવામાં આવવાના છો.

૮૬. તેને છોડીને આ લોકો જેમને પોકારે છે તેઓ કોઈ ભલામણનો અધિકાર ધરાવતા નથી, સિવાય કે કોઈ જ્ઞાનના આધારે સત્યની સાક્ષી આપે.

૮૭. અને જો તમે આમને પૂછો કે તેમને કોણે પેદા કર્યા છે તો તેઓ પોતે કહેશે કે અલ્લાહે. પછી તેઓ કયાંથી ધોખો ખાઈ રહ્યા છે ?

૮૮. સોગંદ છે રસૂલ (ઈશદૂત)ના તે કથનના કે હે રબ (પ્રભુ) ! આ તે લોકો છે જેઓ ઈમાન લાવતા નથી.

૮૯. સારૂં હે પયગંબર ! આમને ક્ષમા કરી દો અને કહો કે તમને સલામ ! ટૂંકમાં જ આમને જણાઈ જશે.(રુકૂઅ-૭)



# (૪૪) અદ્-દુખાન

## પરિચય

**નામ :**

આયત-૧૦માં 'યૌમ તા'તિસ્સમાઉ બિદુખાનિમ્મુબીન'ના શબ્દ દુખાનને આ સૂરઃનું શીર્ષક બનાવવામાં આવ્યું છે, અર્થાત, આ તે સૂરઃ છે જેમાં 'દુખાન' શબ્દ આવ્યો છે.

**ઉતરાણકાળ :**

આ સૂરઃનો ઉતરાણકાળ પણ કોઈ આધારભૂત કથન દ્વારા જાણી શકાતો નથી, પરંતુ વિષયોના આંતરિક પુરાવાઓ બતાવે છે કે આ પણ તે જ તબક્કામાં ઊતરી છે જેમાં સૂરઃ ઝુખ્રુફ અને તેના પહેલાની થોડી સૂરઃઓ ઊતરી હતી. અલબત્ત આ થોડાક સમય પછી ઊતરી છે. ઐતિહાસિક પશ્ચાદ્ભૂમિ તે સખત દુષ્કાળ છે, જે સમગ્ર વિસ્તારમાં પડ્યો હતો.

**ચર્ચાનાં વિષયો :**

આ પ્રસંગે મક્કાના કાફિરોને સમજાવવા અને ચેતવવા માટે જે પ્રવચન પયગંબર (સલ્લ.) ઉપર ઉતારવામાં આવ્યું તેની પૂર્વભૂમિકા કેટલીક મહત્ત્વની ચર્ચાઓ ઉપર આધારિત છે :

સૌ પ્રથમ એ કે, તમે આ કુર્આનને હઝરત મુહમ્મદ (સલ્લ.)નું લખાણ સમજવામાં ભૂલ કરી રહ્યાં છો. આ ગ્રંથ પોતે જ એ વાતની સ્પષ્ટ સાક્ષી છે કે આ કોઈ મનુષ્યનો નહીં, બલ્કે સૃષ્ટિના સર્જનહારનો ગ્રંથ છે.

તમારા મતે આ એક આફત છે, જે તમારા ઉપર ઉતરી આવી છે. જો કે વાસ્તવમાં તે પળ ખૂબ જ સૌભાગ્યની પળ હતી, જ્યારે અલ્લાહે માત્ર પોતાની કૃપાના કારણે તમારે ત્યાં પોતાનો રસૂલ (ઈશદૂત) મોકલવાનો અને પોતાનો ગ્રંથ ઉતારવાનો નિર્ણય કર્યો.

ત્રીજી એ કે આ રસૂલની નિમણૂક અને આ ગ્રંથનું ઉતરાણ તે વિશિષ્ટ ક્ષણમાં થયું છે જ્યારે અલ્લાહ ભાગ્યોના નિર્ણયો કરે છે અને અલ્લાહના નિર્ણયો પોકળ હોતા નથી કે જેનું મન ચાહે એને બદલી નાખે, ન તે કોઈની મૂર્ખતા અને અજ્ઞાનતા ઉપર આધારિત હોય છે કે એમાં ભૂલ અને ત્રુટીનો કોઈ ડર હોય. તે તો તે સૃષ્ટિના સંચાલકના પુખ્ત અને અટલ ફેસલા હોય છે જે સાંભળનાર, જાણનાર અને તત્ત્વદર્શી છે. તેની ટક્કર લેવી કોઈ રમત વાત નથી.

ચોથી એ કે, અલ્લાહને તમે પોતે પણ ધરતી અને આકાશ તથા સૃષ્ટિની દરેક વસ્તુનો માલિક અને પાલનહાર માનો છો. આમ છતાં તમે બીજાઓને ઉપાસ્ય બનાવવાના આગ્રહી છો અને આ સિવાય તમારા પાસે કોઈ દલીલ

નથી કે બાપ-દાદાના જમાનાથી આવું જ થતું આવે છે. તમારા બાપ-દાદાઓએ જો આ મૂર્ખતા કરી હતી તો કોઈ કારણ નથી કે તમે પણ આંખો મીંચીને આમ જ કર્યે જાઓ.

પાંચમી એ કે, અલ્લાહના રબ (પ્રભુ, માલિક) હોવાનો અને તેની કૃપાનો તકાદો માત્ર એ જ નથી કે તમારું ભરણ-પોષણ કરે, બલ્કે એ પણ છે કે તમારા માર્ગદર્શન માટે વ્યવસ્થા કરે. આ જ માર્ગદર્શન માટે તેણે પયગંબર અને ગ્રંથ મોકલ્યો છે.

આ આરંભિક વાત પછી તે દુષ્કાળની બાબત લેવામાં આવી છે જે તે વખતે સામે હતી.

આ સંબંધે આગળ ફિરઔન અને તેની કોમના દાખલા આપવામાં આવ્યા છે કે તે લોકોને પણ બરાબર આવી જ અજમાયશનો સામનો કરવો પડ્યો હતો, જેનો હવે ઈન્કાર કરનારા કુરૈશના સરદારોએ સામનો કરવાનો આવ્યો છે. તેમની પાસે પણ આવો જ એક સન્માનીત રસૂલ (ઈશદૂત) આવ્યો હતો. તેમણે પણ તે સ્પષ્ટ નિશાનીઓ જોઈ લીધી હતી. પરંતુ પોતાની હઠ ઉપર અડગ રહ્યા, ત્યાં સુધી કે છેવટે રસૂલનો પ્રાણ લેવા પાછળ પડી ગયા અને પરિણામ એ ભોગવ્યું જે હંમેશ માટે બોધપ્રદ બની ગયું.

આ પછી બીજો વિષય આખિરત (પરલોક)નો લેવામાં આવ્યો છે, જેનો મક્કાના કાફિરો સખત ઈન્કાર કરતા હતા. આના જવાબમાં આખિરતની માન્યતા માટે બે દલીલો ટૂંકમાં આપવામાં આવી છે : એક એ કે, આ માન્યતાનો ઈન્કાર હંમેશાં નૈતિક આચરણ માટે વિનાશકારી પુરવાર થતો આવ્યો છે. બીજી એ કે, સૃષ્ટિ કોઈ ખેલાડીનું રમકડું નથી, બલ્કે એક તત્ત્વદર્શિતાસભર તંત્ર છે, અને તત્ત્વદર્શીનું કોઈ કામ નિરર્થક હોતું નથી.

પછી એમ કહીને વાત પૂરી કરી દેવામાં આવી છે કે તમને સમજાવવા માટે આ કુર્આન સ્પષ્ટ-સરળ ભાષામાં અને તમારી પોતાની ભાષામાં ઉતારી દેવામાં આવ્યું છે. હવે જો તમે નથી સમજતા અને ખરાબ પરિણામ જોવાનો જ આગ્રહ સેવો છો તો રાહ જુઓ, અમારો પયગંબર પણ રાહ જુએ છે, જે થવાનું છે તે પોતાના સમયે સામે આવી જશે.



# (૪૪) સૂરઃ અદ્-દુખાન

(મક્કામાં અવતરિત થઈ • રુકૂઅ : ૩ • આયતો : ૫૯)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧-૨. હા-મીમ ! સોગંદ છે આ સ્પષ્ટ ગ્રંથના !

૩. અમે આને એક મોટી ભલાઈ અને બરકતવાળી રાતમાં અવતરિત કર્યો છે, કેમ કે અમે લોકોને સચેત કરવા માગતા હતા.

૪-૫. આ તે રાત હતી જેમાં પ્રત્યેક મામલાના તત્ત્વદર્શિતાપૂર્ણ નિર્ણયો અમારા આદેશથી લાગુ કરવામાં આવે છે. અમે એક રસૂલ મોકલવાના હતા,

૬. તારા રબ (પ્રભુ)ની કૃપાના સ્વરૂપે, નિશ્ચિતપણે તે જ બધું સાંભળનાર અને જાણનાર છે,

૭. આકાશો અને ધરતીનો રબ અને તે દરેક વસ્તુનો રબ જે આકાશો અને ધરતીના વચ્ચે છે, જો તમે હકીકતમાં વિશ્વાસ ધરાવનારા છો.

૮. કોઈ ઉપાસ્ય તેના સિવાય નથી, તે જ જીવન પ્રદાન કરે છે અને તે જ મૃત્યુ આપે છે. તમારો રબ અને તમારા તે પૂર્વજોનો રબ જે પહેલાં થઈ ગયા છે.

૯. (પરંતુ હકીકતમાં આમને વિશ્વાસ નથી) બલ્કે આ લોકો પોતાના સંદેહોમાં પડીને ખેલ કરી રહ્યા છે.

૧૦. ભલે, પ્રતીક્ષા કરો તે દિવસની જ્યારે આકાશ પ્રત્યક્ષ ધુમાડો લઈને આવશે

૧૧. અને તે લોકો ઉપર છવાઈ જશે, આ છે દુઃખદાયક યાતના.

૧૨. (હવે કહે છે કે) ''પાલનહાર ! અમારા ઉપરથી આ યાતના ટાળી દે, અમે ઈમાન લાવીએ છીએ.''

૧૩. આમની ગફલત ક્યાં દૂર થાય છે? આમની હાલત તો એ છે કે આમના પાસે રસૂલે મુબીન (અર્થાત્ એવો પયગંબર જેનું પયગંબર હોવું પ્રત્યક્ષ પ્રગટ હતું.) આવી ગયો

૧૪. તો પણ આ લોકોએ તેના તરફ લક્ષ આપ્યું નહીં અને કહ્યું, ''આ તો શિખાવેલો-ભણાવેલો દીવાનો છે.''

૧૫. અમે થોડા વખત માટે યાતના હટાવી દઈએ છીએ, તમે લોકો ફરી એવું જ કરશો જેવું પહેલાં કરી રહ્યા હતા.

૧૬. જે દિવસે અમે મોટો ફટકો મારીશું તે દિવસ હશે જ્યારે અમે તમારાથી બદલો લઈશું.

૧૭. અમે આમના પહેલાં ફિરઔનની કોમને આ જ પરીક્ષામાં નાખી ચૂક્યા છીએ, તેમના પાસે એક અત્યંત સજ્જન રસૂલ આવ્યો

૧૮. અને તેણે કહ્યું, ''અલ્લાહના બંદાઓને મારા હવાલે કરો, હું તમારા માટે એક વિશ્વસનીય રસૂલ છું,

૧૯. અલ્લાહ સામે વિદ્રોહ ન કરો. હું તમારા સામે (પોતાની નિમણૂકની)

સ્પષ્ટ સનંદ રજૂ કરૂં છું.

૨૦. અને મેં મારા રબ અને તમારા રબનું શરણ મેળવી લીધું છે કે તમે મારા ઉપર હુમલો કરો.

૨૧. જો તમે મારી વાત માનતા નથી તો મારા ઉપર હાથ નાખવાથી દૂર રહો.''

૨૨. છેવટે તેણે પોતાના રબને પોકાર્યો કે આ લોકો અપરાધી છે.

૨૩. (જવાબ આપવામાં આવ્યો) સારૂં, તું રાતોરાત મારા બંદાઓને લઈને નીકળી જા. તમારો પીછો કરવામાં આવશે.

૨૪. સમુદ્રને તેની સ્થિતિમાં ખુલ્લો છોડી દે. આ સમગ્ર લશ્કર ગરકાવ થવાનું છે.''

૨૫-૨૭. કેટલાય બાગ અને ઝરણાં અને ખેતરો અને ભવ્ય મહેલો હતા જે તેઓ પાછળ મૂકી ગયા. કેટલાય મોજ-મજાના સાધનો જેમાં તેઓ મોજ માણી રહ્યા હતા, એમની પાછળ પડયા રહી ગયા.

૨૮. આ આવ્યો તેમનો અંજામ, અને અમે બીજાઓને આમની વસ્તુઓના ઉત્તરાધિકારી બનાવી દીધા.

૨૯ પછી ન આકાશ તેમના માટે રડ્યું, ન ધરતી, અને તેમને થોડી મહેતલ પણ આપવામાં ન આવી. (રુકૂઅ-૧)

૩૦-૩૧. આવી રીતે 'બની ઇસરાઈલ' (ઇસરાઈલની સંતાન)ને અમે ભારે અપમાનની યાતના (અૃથાત્) ફિરઔનથી મુક્તિ આપી જે મર્યાદા વટાવી જનારાઓમાં વાસ્તવમાં ઉચ્ચ શ્રેણીનો માણસ હતો,

૩૨. અને તેમની સ્થિતિ જાણતા હોવા છતાં તેમને દુનિયાની બીજી કોમો ઉપર શ્રેષ્ઠતા આપી,

૩૩. અને તેમને એવી નિશાનીઓ દેખાડી જેમાં સ્પષ્ટ અજમાયશ હતી.

૩૪. આ લોકો કહે છે,

૩૫. ''અમારા પહેલા મૃત્યુ સિવાય બીજું કશું નથી, તે પછી અમે પુનઃ ઉઠાડવામાં આવીશું નહીં.

૩૬. જો તમે સાચા છો તો ઉઠાડી લાવો અમારા બાપદાદાઓને.

૩૭. આ લોકો વધુ સારા છે કે તુબ્બાની કોમ અને તેના પહેલાંના લોકો ? અમે તેમને એ જ કારણસર નષ્ટ કર્યા કે તેઓ અપરાધી થઈ ગયા હતા.

૩૮. આ આકાશો અને ધરતી અને તેમના વચ્ચેની વસ્તુઓ અમે કંઈ રમતના રૂપમાં નથી બનાવી.



૩૯. આમને અમે સત્યપૂર્વક પેદા કરી છે, પરંતુ આમાંના ઘણાંખરા જાણતા નથી.

૪૦. આમના સૌને ઉઠાડવા માટેનો નિર્ધારિત સમય 'ફેંસલાનો દિવસ' છે,

૪૧. તે દિવસ જયારે કોઈ નિકટનો સંબંધી પોતાના કોઈ નિકટના સંબંધીના કોઈ કામમાં નહીં આવે અને ન કયાંયથી તેમને કોઈ મદદ પહોંચશે,

૪૨. સિવાય કે અલ્લાહ જ કોઈના ઉપર દયા કરે, તે પ્રભુત્વશાળી અને દયાળુ છે. (રુકૂઅ-૨)

૪૩. ઝક્કૂમ (થુવેર)નું વૃક્ષ

૪૪. ગુનેગારોનો ખોરાક હશે,

૪૫. તેલના કીટા જેવો, પેટમાં તે એવી રીતે ઊભરા મારશે

૪૬. જેવી રીતે ઊકળતું પાણી ઊભરા મારે છે.

૪૭. ''પકડો આને અને ઘસડીને લઈ જાઓ આને જહન્નમ (નર્ક)ની વચ્ચો-વચ્ચ

૪૮. અને રેડી દો આના માથા ઉપર ઊકળતા પાણીનં યાતના.

૪૯. ચાખ આની મજા, મોટો બળવાંન આબરૂદાર માણસ છે તું !

૫૦. આ તે જ વસ્તુ છે જેના આવવામાં તમે લોકો સંદેહ રાખતા હતા.''

૫૧. અલ્લાહથી ડરનારા લોકો શાંતિના સ્થાનમાં હશે.

૫૨. બાગો અને ઝરણાંઓમાં,

૫૩. ઝીણાં અને જડાઉ રેશમી પોશાકો પહેરીને, આમને-સામને બેઠાં હશે.

૫૪. આવું હશે તેમનું ગૌરવ ! અને અમે ગૌર-વર્ણી મૃગ-નયની સ્ત્રીઓ આમની જોડે પરણાવીશુ.

૫૫. ત્યાં તેઓ શાંતિપૂર્વક દરેક પ્રકારની સ્વાદિષ્ટ વસ્તુઓ માગશે.

૫૬. ત્યાં મૃત્યુનો સ્વાદ તેઓ કયારેય નહીં ચાખે, કેવળ દુનિયામાં જે મૃત્યુ આવ્યું તે આવી ગયું, અને અલ્લાહ પોતાની કૃપાથી તેમને જહન્નમની યાતનાથી બચાવશે,

૫૭. આ જ મોટી સફળતા છે.

૫૮. હે પયગંબર ! અમે આ ગ્રંથને તમારી ભાષામાં સરળ બનાવી દીધો છે જેથી આ લોકો શિખામણ પ્રાપ્ત કરે.

૫૯. હવે તમે પણ રાહ જુઓ, આ લોકો પણ રાહ જોઈ રહ્યા છે. (રુકૂઅ-૩)

# (૪૫) અલ-જાસિયહ

## પરિચય

**નામ :**

સૂરઃનું નામ આયત-૨૮ના વાક્ય 'વતરા કુલ્લ ઉમ્મતિન જાસિયહ' ઉપરથી લેવામાં આવ્યું છે. અર્થાત્ તે સૂરઃ જેમાં 'જાસિયહ' શબ્દ આવ્યો છે.

**ઉતરાણકાળ :**

આ સૂરઃના વિષયો ઉપરથી એમ લાગે છે કે આ સૂરઃ દુખાન પછીના નજીકના જમાનામાં ઊતરી છે. બંને સૂરઃઓના વિષયોમાં એવી સમાનતા છે કે આ બંને સૂરઃઓ જોડકું દેખાય છે.

**ચર્ચાના વિષયો :**

આનો વિષય તૌહીદ (એકેશ્વરવાદ) અને આખિરત (પરલોક) વિષે મક્કાના ઇન્કાર કરનારાઓની શંકાઓ અને તેમના વાંધાઓનો જવાબ આપવો અને તે વલણ માટે ચેતવવાનો છે, જે તેમણે કુર્આનના સંદેશ સામે અપનાવી રાખ્યું હતું.

વાણીની શરૂઆત તૌહીદની દલીલો વડે કરવામાં આવી છે. આ અંગે મનુષ્યના પોતાના અસ્તિત્વથી લઈને ધરતી અને આકાશ સુધી દરેક દિશામાં ફેલાયેલી અસંખ્ય નિશાનીઓ તરફ નિર્દેશ કરી બતાવવામાં આવ્યું છે કે તમે જે તરફ પણ નજર નાખી જુઓ, દરેક વસ્તુ તે જ તૌહીદની ગવાહી આપી રહી છે જેને માનવાનો તમે ઇન્કાર કરી રહ્યાં છો.

આગળ આયત-૧૧માં કહેવામાં આવ્યું છે કે મનુષ્ય આ દુનિયામાં જેટલી વસ્તુઓનો ઉપયોગ કરી રહ્યો છે, અને જે બેહિસાબ વસ્તુઓ અને શક્તિઓ આ સૃષ્ટિમાં તેના હિતોની સેવા કરી રહી છે, તે તમામ આ એક માત્ર અલ્લાહે અર્પણ અને નિર્ધારીત કરેલ છે. કોઈ વ્યક્તિ ખરેખર ચિંતન-મનન કરે તો તેની પોતાની બુદ્ધિ જ પોકારી ઉઠશે કે તે જ અલ્લાહ મનુષ્ય ઉપર ઉપકાર કરનાર છે અને તેનો આ અધિકાર છે કે મનુષ્ય તેનો કૃતજ્ઞ બને.

આના પછી મક્કાના કાફિરોની તે હઠાગ્રહ, ઘમંડ, ઠઠ્ઠા-મશ્કરી અને કુફ્ર (ઇન્કાર)ના દુરાગ્રહ માટે સખત નિંદા કરવામાં આવી છે, જેના વડે તેઓ કુર્આનના સંદેશનો મુકાબલો કરી રહ્યા હતા, અને તેમને ચેતવવામાં આવ્યા છે કે આ કુર્આન એક મહાન કૃપા છે, તેને રદબાતલ ઠેરવવાનો અંજામ અત્યંત દુર્દશા નોંતરશે.

આ જ અનુસંધાનમાં અલ્લાહના પયગંબર (સલ્લ.)ના અનુયાયીઓને આદેશ આપવામાં આવ્યો છે કે આ અલ્લાહથી નિર્ભય લોકો તમારા સાથે જે



બેહૂદું વર્તન કરી રહ્યાં છે તે બદલ તેમની સાથે દરગુજર અને સહનશીલતા દાખવો. તમે ધીરજ રાખશો તો અલ્લાહ પોતે આમને પહોંચી વળશે અને તમને આ ધીરજનો બદલો પ્રદાન કરશે.

ત્યારપછી આખિરતની માન્યતા વિષે કાફિરોની અજ્ઞાનતાપૂર્ણ ધારણાઓની ચર્ચા કરવામાં આવી છે. તેઓ કહેતા હતા કે જીવન માત્ર આ જ દુનિયાનું જીવન છે. આના પછી કોઈ બીજું જીવન નથી. આના જવાબમાં અલ્લાહે એક પછી એક કેટલીક દલીલો તેમના સામે મૂકી છે.

આ દલીલો આપ્યા પછી અલ્લાહ ભારપૂર્વક ફરમાવે છે કે જેવી રીતે તમે આપોઆપ જીવતા નથી થઈ ગયા, બલ્કે અમારા જીવતા કરવાથી જીવતા થયાં છો, તેવી જ રીતે તમે આપોઆપ મૃત્યુ પામતા નથી, બલ્કે અમારા મારવાથી મૃત્યુ પામો છો, અને એક સમય ચોક્કસ એવો આવવાનો છે જ્યારે તમે સૌ એકી સાથે એકઠા કરવામાં આવશો. જ્યારે તે વખત આવી જશે તો તમે સ્વયં પોતાની આંખોથી જોઈ લેશો કે તમે પોતાના અલ્લાહની હજૂરમાં રજૂ કરવામાં આવ્યા છો અને તમારી સંપૂર્ણ કર્મનોંધ કોઈ પણ વધારા-ઘટાડા વિના તૈયાર છે, જે તમારા એકે-એક કૃત્યની ગવાહી આપી રહી છે. તે વખતે તમને જાણ થઈ જશે કે આખિરત (પરલોક)ની ધારણાનો આ ઇન્કાર અને તેની આ મજાક ઉડાવવી, તમને મોંઘા પડ્યા છે.

# (૪૫) સૂરઃ અલ-જાસિયહ

(મક્કામાં અવતરિત થઈ • રુકૂઅ : ૪ • આયતો : ૩૭)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. હા-મીમ !

૨. આ ગ્રંથનું અવતરણ અલ્લાહ તરફથી થયું છે જે પ્રભુત્વશાળી અને તત્ત્વદર્શી છે.

૩. વાસ્તવિકતા એ છે કે આકાશો અને ધરતીમાં અસંખ્ય નિશાનીઓ છે ઈમાન લાવનારાઓ માટે.

૪. અને તમારા પોતાના સર્જનમાં, અને તે પશુઓમાં જેમને અલ્લાહ (ધરતીમાં) ફેલાવી રહ્યો છે, ઘણી નિશાનીઓ છે તે લોકો માટે જેઓ વિશ્વાસ કરનારા છે.

૫. અને રાત અને દિવસના ભેદ અને અંતરમાં, અને તે આજીવિકામાં જે અલ્લાહ આકાશમાંથી ઉતારે છે, પછી તેનાથી મૃત ધરતીને જીવિત કરે છે, અને હવાઓના ફેરફારમાં અનેક નિશાનીઓ છે તે લોકો માટે જેઓ બુદ્ધિથી કામ લે છે.

૬. આ અલ્લાહની નિશાનીઓ છે જેમને અમે તમારા સામે સત્યપૂર્વક વર્ણવી રહ્યા છીએ. હવે છેવટે અલ્લાહ અને તેની આયતો પછી બીજી કઈ વાત છે જેના ઉપર આ લોકો ઈમાન લાવશે.

૭. વિનાશ છે તે દરેક જૂઠા દુષ્કર્મી માટે

૮. જેના સામે અલ્લાહની આયતો પઢવામાં આવે છે, અને તે તેમને સાંભળે છે, પછી પૂર્ણ ઘમંડમાં પોતાના ઇન્કાર ઉપર એવી રીતે અક્કડ રહે છે કે જાણે તેણે તેમને સાંભળી જ નથી. આવા માણસને દુઃખદાયી સજાની શુભ-સૂચના આપી દો.

૯. અમારી આયતોમાંથી કોઈ વાત જયારે તેની જાણમાં આવે છે તો તે તેમની મજાક બનાવી લે છે. આવા સૌ લોકો માટે અપમાનજનક સજા છે.

૧૦. તેમના આગળ જહન્નમ (નર્ક) છે. જે કંઈ પણ તેમણે દુનિયામાં કમાવ્યું છે તેમાંથી કોઈ વસ્તુ તેમના કોઈ કામમાં નહીં આવે, ન તેમના તે સંરક્ષકો જ તેમના માટે કંઈ કરી શકશે જેમને અલ્લાહને છોડીને તેમણે પોતાના સંરક્ષક બનાવી રાખ્યા છે. તેમના માટે મોટી સજા છે.

૧૧. આ કુર્આન સર્વથા માર્ગદર્શન છે, અને તે લોકો માટે ખૂબ જ કઠોર દુઃખદાયક યાતના છે જેમણે પોતાના રબ (પ્રભુ)ની આયતોને માનવાનો ઇન્કાર કર્યો. (રુકૂઅ-૧)



૧૨. તે અલ્લાહ જ તો છે જેણે તમારા માટે સમુદ્રને વશમાં કર્યો જેથી તેના આદેશથી નૌકાઓ તેમાં ચાલે અને તમે તેની કૃપા (આજીવિકા) શોધો અને કૃતજ્ઞ બનો.

૧૩. તેણે આકાશો અને ધરતીની તમામ વસ્તુઓને તમારા આધીન કરી દીધી, બધું જ પોતાના પાસેથી — આમાં ઘણી નિશાનીઓ છે તે લોકો માટે જેઓ ચિંતન-મનન કરનારા છે.

૧૪. હે પયગંબર ! ઈમાન લાવનારાઓને કહી દો કે જે લોકો અલ્લાહ તરફથી ખરાબ દિવસના આગમનની કોઈ આશંકા રાખતા નથી, તેમના કૃત્યો ઉપર દરગુજરથી કામ લે જેથી અલ્લાહ સ્વયં એક જૂથને તેની કમાણીનો બદલો આપે.

૧૫. જે કોઈ સદ્કાર્ય કરશે પોતાના જ માટે કરશે, અને જે કોઈ બૂરાઈ કરશે તે સ્વયં તેનું નુકસાન ભોગવશે. પછી સૌને જવાનું તો પોતાના રબ તરફ જ છે.

૧૬. આ પહેલાં બની ઈસરાઈલને અમે ગ્રંથ અને 'હુક્મ' (સમજ-બૂઝ અને નિર્ણયશક્તિ) અને નબૂવ્વત (ઈશદૂતત્વ) પ્રદાન કર્યા હતા. તેમને અમે ઉત્તમ જીવન-સામગ્રી પ્રદાન કરી, જગતના સૌ લોકો ઉપર તેમને શ્રેષ્ઠતા આપી,

૧૭. અને દીન (ધર્મ)ના મામલામાં તેમને સ્પષ્ટ આદેશો આપી દીધા. પછી જે મતભેદ તેમના વચ્ચે પ્રગટ થયો તે (જ્ઞાનના અભાવના કારણે નહીં પરંતુ) જ્ઞાન આવી ગયા પછી થયો અને એટલા માટે થયો કે તેઓ પરસ્પર એક-બીજા ઉપર અતિરેક કરવા માગતા હતા. અલ્લાહ કયામત (પુનરુજ્જીવન)ના દિવસે તે મામલાઓનો ફેંસલો કરી દેશે જેમાં તેઓ મતભેદ કરતા રહ્યા છે.

૧૮. આ પછી હે પયગબર ! અમે તમને દીન (ધર્મ)ની બાબતમાં એક સ્પષ્ટ માર્ગ (શરીઅત, ધર્મવિધાન) ઉપર સ્થાપિત કર્યા છે. આથી તમે તેના જ ઉપર ચાલો અને તે લોકોની ઇચ્છાઓનું અનુસરણ ન કરો જેઓ જ્ઞાન ધરાવતા નથી.

૧૯. અલ્લાહના મુકાબલામાં તેઓ તમારા કોઈ કામ આવી શકતા નથી. અત્યાચારીઓ એક-બીજાના સાથીદારો છે, અને અલ્લાહનો ડર રાખનારા લોકોનો સાથી અલ્લાહ છે.

૨૦. આ સૂઝ-બૂઝ અને બુદ્ધિમત્તાની રોશનીઓ છે તમામ લોકો માટે અને

માર્ગદર્શન અને દયા તે લોકો માટે જેઓ વિશ્વાસ કરે.

૨૧. શું તે લોકો જેમણે દુષ્કૃત્યો કર્યા છે એવું સમજી બેઠા છે કે અમે તેમને અને ઈમાન લાવનારાઓને તથા સદ્કાર્યો કરનારાઓને એક-સમાન કરી દઈશું જેથી તેમનું જીવવું અને મરવું એક-સમાન થઈ જાય ? ઘણાં ખરાબ નિર્ણયો છે જે આ લોકો કરે છે. (રુકૂઅ-૨)

૨૨. અલ્લાહે તો આકાશો અને ધરતીને સત્યપૂર્વક પેદા કર્યા છે અને એટલા માટે કર્યા છે કે દરેક જીવધારીને તેની કમાણીનો બદલો આપવામાં આવે. લોકો ઉપર અત્યાચાર કદાપિ નહીં કરવામાં આવે.

૨૩. પછી શું તમે ક્યારેય તે માણસની હાલત ઉપર વિચાર કર્યો જેણે પોતાના મનની ઈચ્છાને પોતાનો ઉપાસ્ય બનાવી લીધી અને જ્ઞાન હોવા છતાં[3] અલ્લાહે તેને પથભ્રષ્ટતામાં ફેંકી દીધો અને તેના હૃદય અને કાનો ઉપર આવરણ નાખી દીધું અને તેની આંખો ઉપર પડદો નાખી દીધો ? અલ્લાહ પછી હવે બીજું કોણ છે જે તેને માર્ગદર્શન આપે ? શું તમે લોકો કોઈ બોધપાઠ ગ્રહણ કરતા નથી ?

૨૪. આ લોકો કહે છે કે ''જીવન માત્ર આ જ અમારું દુનિયા (આલોક)નું જીવન છે, અહીં જ અમારું મરવું અને જીવવું છે અને કાળચક્ર સિવાય કોઈ વસ્તુ નથી જે અમારો નાશ કરતી હોય.'' હકીકતમાં આ બાબતમાં આમના પાસે કોઈ જ્ઞાન નથી. આ લોકો માત્ર અટકળોના આધારે આ વાતો કરે છે.

૨૫. અને જ્યારે અમારી સ્પષ્ટ આયતો આમને સંભળાવવામાં આવે છે તો આમના પાસે કોઈ દલીલ એના સિવાય નથી હોતી કે ઉઠાવીને લઈ આવો અમારા બાપ-દાદાઓને જો તમે સાચા છો.

૨૬. હે પયગંબર ! આમને કહો, અલ્લાહ જ તમને જીવન પ્રદાન કરે છે, અને પછી તે જ તમને મૃત્યુ આપે છે, પછી તે જ તમને તે કયામત (પુનરુજ્જીવન)ના દિવસે એકત્ર કરશે જેના આવવામાં કોઈ શંકા નથી, પરંતુ ઘણાંખરા લોકો જાણતા નથી. (રુકૂઅ-૩)

૨૭. ધરતી અને આકાશોનું રાજ્ય અલ્લાહનું જ છે, અને જે દિવસે કયામતની ઘડી આવી જશે તે દિવસે અસત્યવાદીઓ નુકસાન ઉઠાવશે.



૨૮. તે દિવસે તમે દરેક જૂથને ઘૂંટણિયે પડેલો જોશો. દરેક જૂથને પોકારવામાં આવશે કે આવે અને પોતાની કર્મ-નોંધ જુએ. તેમને કહેવામાં આવશે, ''આજે તમને તે કર્મોનો બદલો આપવામાં આવશે જે તમે કરતા રહ્યા હતા,

૨૯. આ અમારી તૈયાર કરાવેલ કર્મ-નોંધ છે જે તમારા માટે સાચેસાચી સાક્ષી આપી રહી છે, જે કંઈ પણ તમે કરતા હતા અમે તેને લખાવતા જઈ રહ્યા હતા.''

૩૦. પછી જેઓ ઈમાન લાવ્યા હતા અને સદ્કાર્યો કરતા રહ્યા હતા તેમને તેમનો રબ (પ્રભુ) પોતાની કૃપામાં દાખલ કરશે અને આ જ સ્પષ્ટ સફળતા છે.

૩૧. અને જે લોકોએ કુફ્ર (ઇન્કાર) કર્યું હતું (તેમને કહેવામાં આવશે) ''શું મારી આયતો તમને સંભળાવવામાં આવતી ન હતી ? પરંતુ તમે ઘમંડ કર્યો અને ગુનેગાર બનીને રહ્યા.

૩૨. અને જ્યારે કહેવામાં આવતું હતું કે અલ્લાહનો વાયદો સત્ય છે અને કયામતના આવવામાં કોઈ શંકા નથી, તો તમે કહેતા હતા કે અમે નથી જાણતા કે કયામત શું હોય છે, અમે તો બસ એક કલ્પના માત્ર રાખીએ છીએ, વિશ્વાસ અમને નથી.''

૩૩. તે વખતે તેમના ઉપર તેમના કર્મોની બૂરાઈઓ ખુલી જશે અને તેઓ તે જ વસ્તુના ચક્કરમાં આવી જશે જેની તેઓ મજાક ઉડાવ્યા કરતા હતા.

૩૪. અને તેમને કહી દેવામાં આવશે કે ''આજે અમે પણ તે જ રીતે તમને ભુલાવી દઈએ છીએ જે રીતે તમે આ દિવસની મુલાકાતને ભૂલી ગયા હતા. હવે તમારું ઠેકાણું નર્કાગાર (દોજખ) છે અને કોઈ તમારો સહાયક નથી.

૩૫. આ તમારું પરિણામ એટલા માટે આવ્યું કે તમે અલ્લાહની આયતોને મજાક બનાવી લીધી હતી અને તમને દુનિયાની જિંદગીએ ભ્રમમાં નાખી દીધા હતા. તેથી આજે ન આ લોકો દોજખ (નર્ક)માંથી કાઢવામાં આવશે, ન આમને કહેવામાં આવશે કે માફી માગીને પોતાના માલિક અને પાલનહારને પ્રસન્ન કરો.''

૩૬. તો પ્રશંસા અલ્લાહ જ માટે છે જે ધરતી અને આકાશોનો માલિક અને સમસ્ત જગતનો પાલનહાર છે.

૩૭. ધરતી અને આકાશોમાં મોટાઈ માત્ર તેના જ માટે છે અને તે જ પ્રભુત્વશાળી અને તત્ત્વદર્શી છે. (રુકૂઅ-૪)

# (૪૬) અલ-અહકાફ

## પરિચય

**નામ :**

સૂરઃનું નામ આયત-૨૧ના વાક્ય 'ઇઝ્અન્ઝર કૌમહુ બિલ્અહકાફ' ઉપરથી લેવામાં આવ્યું છે.

**ઉતરાણકાળ :**

આયત-૨૯ થી ૩૨માં જિન્નાતોના આવવા અને કુર્આન સાંભળીને પાછા જવાની વર્ણવવામાં આવેલ ઐતિહાસિક ઘટના હિજરતના ત્રણ વરસ અગાઉની છે. તે જોતાં આ સૂરઃ નબૂવ્વતના ૧૦મા વર્ષના અંતમાં કે ૧૧મા વર્ષના આરંભમાં ઉતરી છે તેવું નક્કી થઈ જાય છે.

**ઐતિહાસિક પશ્ચાદ્ભૂમિ :**

નબૂવ્વતનું ૧૦મું વર્ષ પયગંબર (સલ્લ.)ના જીવનનું ખૂબ જ કપરૂં વર્ષ હતું. ત્રણ વર્ષથી કુરૈશના બધા જ કબીલાઓએ મળીને બની હાશિમ અને મુસલમાનોનો સંપૂર્ણ બહિષ્કાર કરી દીધો હતો અને પયગંબર (સલ્લ.) પોતાના કુટુંબ અને પોતાના સહાબીઓ સાથે અબૂ તાલીબની ઘાટીમાં ઘેરા હેઠળ હતા. તેને ભેદીને કોઈ પણ પ્રકારનો પુરવઠો અંદર પહોંચી શકતો ન હતો. સળંગ ત્રણ વર્ષના ઘેરાએ મુસલમાનો અને હાશિમ કબીલાની કમર તોડી નાખી હતી અને જેમાં કોઈ-કોઈ વખત તો પાંદડાં અને ઘાસ ખાવાનો વારો આવી ગયો હતો.

આ ઘેરો ઉઠ્યા પછી આપ (સલ્લ.)ના કાકા અબૂ તાલિબ મૃત્યુ પામ્યા. આ આઘાતજનક ઘટનાના એક માસ પછી જ આપના પત્ની હઝરત ખદીજા (રદિ.)નું પણ અવસાન થઈ ગયું, જેઓ આરંભથી આપ (સલ્લ.) માટે સાંત્વના અને શાંતિનું કારણ હતા. આ આઘાતો અને દુઃખોના કારણે આપ (સલ્લ.)આ વર્ષને 'આમુલ હુઝ્ન' (દુઃખનું વર્ષ) કહેતા હતા. આ પછી મક્કાના કાફિરો પયગંબર (સલ્લ.)નો સામનો કરવામાં વધુ દિલેરી દાખવવા લાગ્યા. પહેલાં કરતાં આપ (સલ્લ.)ને વધારે હેરાન કરવા લાગ્યા, ત્યાં સુધી કે આપનું ઘરમાંથી બહાર નીકળવું પણ મુશ્કેલ બની ગયું.

છેવટે આપ (સલ્લ.) એ ઇરાદાથી તાઇફ ગયા કે બની સકીફને ઇસ્લામ તરફ આમંત્રણ આપે અને જો તે ઇસ્લામ ન સ્વીકારે તો પણ એમને ઓછામાં ઓછું એ માટે તો તૈયાર કરી લે કે તે આપને પોતાની હદમાં શાંતિથી કામ કરવાની તક આપે. ત્યા પહોંચીને થોડા દિવસ આપ (સલ્લ.) રોકાયા અને સકીફના સરદારો અને વગદાર માણસોને એક એક કરીને વાત કરી. પરંતુ તેમણે આપ (સલ્લ.)ની વાત તો ન માની, બલ્કે આપને ગાળણીનામું પણ આપી દીધું કે શહેર છોડી દે. નછૂટકે આપને તાઇફ છોડવું પડ્યું. જ્યારે આપ ત્યાંથી નીકળવા લાગ્યા તો સકીફના સરદારોએ પોતાના ગુંડાઓને પાછળ લગાડી દીધા. તેઓ રસ્તાની બંને તરફ ઘણે દૂર સુધી આપને અપશબ્દો બોલતા અને પથ્થર મારતા, ત્યાં સુધી કે



આપ (સલ્લ.) લોહીલુહાણ થઈ ગયા અને આપના પગરખા લોહીથી ભરાઈ ગયાં. આવી હાલતમાં આપ તાઇફના બહાર એક બગીચાની વાડના છાંયડામાં બેસી ગયા અને પોતાના રબ સમક્ષ દુઆમાં મશ્ગુલ થઈ ગયા.

ભગ્નહૃદયે અને શોકાતુર જ્યારે આપ (સલ્લ.) કર્નલમનાઝિલ નજીક પહોંચ્યા તો એમ લાગ્યું કે આકાશમાં એક વાદળ જેવું છવાયેલુ છે. નજર ઉંચી કરીને જોયું તો જિબ્રઈલ (અલૈ.) હતા. તેમણે પોકારીને કહ્યું, ''આપની કોમે આપને જે કંઈ જવાબ આપ્યો છે અલ્લાહે તે સાંભળી લીધો, હવે આ પર્વતોના પ્રબંધક ફરિશ્તાને અલ્લાહે મોકલ્યો છે, આપ જે આજ્ઞા આપવા ચાહો આપી શકો છો.'' પછી પર્વતોના ફરિશ્તાએ આપ (સલ્લ.)ને સલામ કરીને અરજ કરી કે, ''આપ કહો તો બંને તરફના પર્વતોને લોકો ઉપર ઊંધા પાડી દઉં.'' આપ (સલ્લ.)એ જવાબ આપ્યો, ''નહીં, બલ્કે હું આશા રાખું છું કે અલ્લાહ એમના વંશમાંથી તે લોકો પેદા કરશે જે એક માત્ર અલ્લાહનીની બંદગી કરશે.''

આ પછી આપ (સલ્લ.) થોડા દિવસ નખ્લહ મુકામે જઈ રોકાયા. આ જ અરસામાં એક દિવસે રાત્રે આપ (સલ્લ.) નમાઝમાં કુર્આનેમજીદની તિલાવત કરી રહ્યાં હતાં કે જિન્નાતોનુ જૂથ ત્યાંથી પસાર થયુ, તેમણે કુર્આન સાંભળ્યું, ઈમાન લાવ્યા, પાછા જઈને પોતાની કોમમાં ઇસ્લામનો પ્રચાર શરૂ કરી દીધો, અને અલ્લાહે પોતાના પયગંબરને આ ખુશખબર આપી કે મનુષ્ય ભલે આપના સંદેશથી ભાગી રહ્યાં હોય, પરંતુ ઘણાં જિન્નાત આના મોહિત થઈ ગયા છે અને તેઓ આને પોતાની જાતિમાં ફેલાવી રહ્યાં છે.

**ચર્ચાના વિષયો :**

સૂરઃનો વિષય કાફિરોને તે પથભ્રષ્ટતાના પરિણામોથી ચેતવવાનો છે જેમાં ન માત્ર તેઓ ગ્રસ્ત હતા, બલ્કે ખૂબ જ ગર્વ અને ઘમંડ સાથે તેના ઉપર જામેલા હતા અને તે વ્યક્તિને દોષિત ઠેરવી રહ્યા હતા જે એમને આ પથભ્રષ્ટતામાંથી કાઢવા માટે પ્રયત્નશીલ હતી. એમના મતે દુનિયાની હેસિયત એક હેતુવિહીન રમકડાં જેવી હતી અને તેમાં એવું સમજતા હતા જાણે કોઈને જવાબ આપવાનો જ નથી. તૌહીદનો સંદેશ એમના મત મુજબ ખોટો હતો. તેઓ કુર્આન વિષે માનવા તૈયાર ન હતા કે તે અલ્લાહની વાણી છે. એમના નજીક ઇસ્લામના સત્ય ન હોવા માટેનો એક મોટો પુરાવો એ હતો કે એમના આગેવાનો અને કબીલાના સરદારો તેમજ કોમના વિદ્વાનો આને માનતા નથી, અને માત્ર થોડા યુવાનો, ગરીબો અને ગુલામો જ આના ઉપર ઈમાન લાવ્યા છે. તેઓ કયામત, મૃત્યુ પછી જીવન અને બદલા તથા સજાની વાતોને ઉપજાવી કાઢેલી વાર્તાઓ માનતા હતા, અને તેમના માટે આવું અશક્ય હતું. આ સૂરઃમાં ટૂંકાણમાં આ જ ગુમરાહીઓ પૈકી એકેએકનું દલીલો સાથે ખંડન કરવામાં આવ્યુ છે અને કાફિરોને ચેતવવામાં આવ્યા છે કે જો તમે બુદ્ધિ અને દલીલો દ્વારા હકીકતને સમજવાની કોશિશ કરવાને બદલે પૂર્વગ્રહ અને હઠાગ્રહ અપનાવી કુર્આનના સંદેશ અને મુહમ્મદ (સલ્લ.)ની રિસાલતને રદિયો આપી દેશો તો પોતે જ પોતાનો અંત ખરાબ કરશો.

# (૪૬) સૂરઃ અલ-અહકાફ

(મક્કામાં અવતરિત થઈ ● રુકૂઅ : ૪ ● આયતો : ૩૫)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. **હા-મીમ !**

૨. આ ગ્રંથનું અવતરણ પ્રભુત્વશાળી અને તત્વદર્શી અલ્લાહ તરફથી થયું છે.

૩. અમે ધરતી અને આકાશોને અને તે બધી વસ્તુઓને જે તેમના વચ્ચે છે સત્ય ઉપર આધારિત, અને એક વિશેષ મુદ્દતના નિર્ધારણ સાથે પેદા કરેલ છે. પરંતુ આ ઇન્કાર કરનારા લોકો તે સત્યથી મોઢું ફેરવી લીધું છે જેનાથી તેમને ચેતવવામાં આવ્યા છે.

૪. હે પયગંબર ! આમને કહો, ''ક્યારેય તમે આંખો ખોલીને જોયું પણ છે કે તે હસ્તીઓ છે શું જેમને તમે અલ્લાહને છોડીને પોકારો છો ? જરા મને બતાવો તો ખરા કે ધરતીમાં તેમણે શું પેદા કર્યું છે ? અથવા આકાશોના સર્જન અને યોજનામાં તેમનો કોઈ હિસ્સો છે ? આનાથી પહેલા આવેલ કોઈ ગ્રંથ કે જ્ઞાનનો કોઈ શેષ ભાગ (આ ધારણાઓના પુરાવામાં) તમારા પાસે હોય તો તે જ લઈ આવો, જો તમે સાચા છો.''

૫. છેવટે તે વ્યક્તિ કરતાં વધારે બહેકેલો મનુષ્ય બીજો કોણ હશે જે અલ્લાહને છોડી તેમને પોકારે છે જેઓ ક્યામત (પુનરુજ્જીવન) સુધી તેને જવાબ આપી શકતા નથી બલ્કે તે પણ જાણતા નથી કે પોકારનાર તેમને પોકારી રહ્યા છે,

૬. અને જ્યારે તમામ મનુષ્યો એકત્ર કરવામાં આવશે, તે વખતે તેઓ પોતાના પોકારનારાઓના શત્રુ અને પોતાની ઉપાસનાનો ઇન્કાર કરનારા હશે.

૭. આ લોકોને જ્યારે અમારી સ્પષ્ટ આયતો સંભળાવવામાં આવે છે અને સત્ય આમની સામે આવી જાય છે તો આ ઇન્કાર કરનારા તેના વિષે કહે છે કે આ તો સ્પષ્ટ જાદુ છે.

૮. શું તેમનું કહેવું એ છે કે રસૂલે (ઈશદૂતે) આને પોતે જ ઘડી કાઢ્યું છે ? આમને કહો, ''જો મે આને પોતે જ ઘડી કાઢ્યું છે તો તમે મને અલ્લાહની પકડમાંથી સહેજ પણ બચાવી નહીં શકો, જે વાતો તમે બનાવો છો અલ્લાહ તેને સારી રીતે જાણે છે, મારા અને તમારા વચ્ચે તે જ સાક્ષી આપવા માટે પૂરતો છે, અને તે મોટો ક્ષમાશીલ અને દયાળુ છે.

૯. આમને કહો, ''હું કોઈ નિરાળો રસૂલ તો નથી, હું નથી જાણતો કે



કાલે તમારા સાથે શું થવાનું છે અને મારા સાથે શું થશે, હું તો માત્ર તે વહી (દિવ્ય પ્રકાશના)નું અનુસરણ કરૂં છું જે મારા પાસે મોકલવામાં આવે છે અને હું સ્પષ્ટ સાવધાન કરી દેનાર સિવાય બીજું કંઈ નથી.''

૧૦. હે પયગંબર ! આમને કહો, ''કયારેય તમે વિચાર્યું પણ કે જો આ વાણી અલ્લાહ તરફથી જ હોય અને તમે તેનો ઇન્કાર કરી દીધો (તો તમારૂં પરિણામ શું આવશે ?) અને આવી જ એક વાણી માટે તો 'બની ઇસરાઈલ'નો એક સાક્ષી ગવાહી પણ આપી ચૂક્યો છે. તે ઈમાન લઈ આવ્યો અને તમે પોતાના ઘમંડમાં પડી રહ્યા. આવા અત્યાચારીઓને અલ્લાહ માર્ગદર્શન આપતો નથી.''(રુકૂઅ-૧)

૧૧. જે લોકોએ માનવાનો ઇન્કાર કરી દીધો છે તેઓ ઈમાન લાવનારાઓ વિષે કહે છે કે જો આ ગ્રંથને માની લેવું કોઈ સારૂં કામ હોત તો આ લોકો આ મામલામાં અમારાથી અગ્રેસર રહી શકતા ન હતા. કેમ કે આમણે તેમાંથી માર્ગદર્શન ન મેળવ્યું એટલે આ લોકો હવે જરૂર કહેશે કે આ તો જૂનું જૂઠ છે.

૧૨. જો કે આનાથી પહેલાં મૂસાનો ગ્રંથ માર્ગદર્શક અને કૃપા બનીને આવી ચૂક્યો છે, અને આ ગ્રંથ તેની પુષ્ટિ કરનાર અરબી ભાષામાં આવ્યો છે જેથી અત્યાચારીઓને ચેતવી દે અને ભલાઈનું વલણ અપનાવનારાઓને ખુશખબર આપી દે.

૧૩. નિશ્ચિતપણે જે લોકોએ કહી દીધું કે અલ્લાહ જ અમારો રબ (માલિક અને પાલનહાર) છે, પછી તેના ઉપર મક્કમ રહ્યા, તેમના માટે ન કોઈ ભય છે અને ન તેઓ દુઃખી થશે.

૧૪. આવા લોકો જન્નત (સ્વર્ગ)માં જવાવાળા છે જ્યાં તેઓ હંમેશાં રહેશે, પોતાના તે કર્મોના બદલામાં જે તેઓ દુનિયામાં કરતાં રહ્યા છે.

૧૫. અમે મનુષ્યને તાકીદ કરી કે તે પોતાના માતા-પિતા સાથે સદ્‌વ્યવહાર કરે. તેની માતાએ કષ્ટ ઉઠાવીને તેને પેટમાં રાખ્યો અને કષ્ટ ઉઠાવીને જ તેને જન્મ આપ્યો, અને તેના ગર્ભ અને દૂધ છોડાવવામાં ત્રીસ મહિના લાગી ગયા. ત્યાં સુધી કે જ્યારે તે પોતાની પૂર્ણ શક્તિએ પહોંચ્યો અને ચાળીસ વર્ષનો થઈ ગયો તો તેણે કહ્યું, ''હે મારા રબ ! મને પ્રેરણા આપ કે હું તારી તે કૃપાઓ પ્રત્યે કૃતજ્ઞતા દર્શાવું જે તેં મને અને મારા માતા-પિતાને પ્રદાન કરી, અને એવા સદ્‌કાર્યો કરૂં જેનાથી તું પ્રસન્ન થાય, અને મારી સંતાનને પણ સદાચારી બનાવીને મને સુખ આપ, હું તારા સમક્ષ તૌબા (ક્ષમા) કરૂં છું અને આજ્ઞાંકિત

(મુસ્લિમ) બંદાઓ પૈકી છું.''

૧૬. આ પ્રકારના લોકો પાસેથી અમે તેમના સર્વોત્તમ કાર્યોનો સ્વીકાર કરીએ છીએ અને તેમની બૂરાઈઓથી દરગુજર કરી જઈએ છીએ. આ લોકો જન્નતી લોકોમાં સામેલ થશે, તે સાચા વાયદા અનુસાર જે તેમનાથી કરવામાં આવતો રહ્યો છે.

૧૭. અને જેણે પોતાના માતા-પિતાને કહ્યું, ''ઉફ્ફ ! તંગ કરી નાખ્યો તમે, શું તમે મને આનાથી ડરાવો છો કે મરી ગયા પછી મને કબરમાંથી પાછો કાઢવામાં આવશે ? જો કે મારા પહેલાં ઘણીય પેઢીઓ પસાર થઈ ચૂકી છે (તેમનામાંથી તો કોઈ ઊઠીને ન આવ્યું !)''. માતા અને પિતા અલ્લાહને ફરિયાદ કરીને કહે છે, ''હે દુર્ભાગી ! માની જા, અલ્લાહનો વાયદો સાચો છે.'' પરંતુ તે કહે છે, ''આ બધી અગાઉના જમાનાની પુરાણી કહાણીઓ છે.''

૧૮. આ લોકો છે જેમના ઉપર યાતનાનો નિર્ણય લાગુ થઈ ગયો છે. આમના પહેલાં જિન્નાતો અને મનુષ્યોના જે ટોળાં (આ જ પ્રકારના) થઈ ગયા છે તેમાં જ આ લોકો પણ સામેલ થશે. નિઃશંક આ નુકસાનમાં રહી જનારા લોકો છે.

૧૯. બંને જૂથોમાંથી દરેકનો દરજ્જો તેમના કર્મને અનુરૂપ છે જેથી અલ્લાહ તેમના કર્મોનો પૂરેપૂરો બદલો તેમને આપે. તેમના ઉપર કદાપિ જુલ્મ (અન્યાય) કરવામાં નહીં આવે.

૨૦. પછી જ્યારે આ ઇન્કાર કરનારાઓને આગના સામે લાવીને ઊભા કરવામાં આવશે તો તેમને કહેવામાં આવશે, ''તમે પોતાના હિસ્સાની કૃપાઓ પોતાના દુનિયાના જીવનમાં સમાપ્ત કરી ચૂક્યા અને તેમનાથી મજા માણી લીધી, હવે જે ઘમંડ તમે ધરતી ઉપર કોઈ પણ અધિકાર વિના કરતા રહ્યા અને તમે જે અવજ્ઞાઓ કરી તેના બદલામાં આજે તમને અપમાનજનક યાતના આપવામાં આવશે.'' (રુકૂઅ-૨)

૨૧. જરા આમને આદના ભાઈ (હૂદ અ.સ.)ની ઘટના સંભળાવો જ્યારે તેણે અહકાફમાં પોતાની કોમને સાવધાન કરી હતી — અને આવા સાવધાન કરનારા તેના પહેલાં પણ થઈ ગયા હતા અને તેના પછી પણ આવતા રહ્યા — કે ''અલ્લાહ સિવાય કોઈની ઉપાસના ન કરો, મને તમારા માટે એક મોટા ભયંકર દિવસની યાતનાનો ડર છે.''

૨૨. તેમણે કહ્યું, ''શું તું એ માટે આવ્યો છે કે અમને બહેકાવીને અમારા ઉપાસ્યોથી વિમુખ કરી દે ? ભલે, તો લઈ આવ પોતાની તે યાતના



જેનાથી તું અમને ડરાવે છે, જો વાસ્તવમાં તું સાચો છે.''

૨૩. તેણે કહ્યું, ''આનું જ્ઞાન તો અલ્લાહને છે, હું કેવળ તે સંદેશ તમને પહોંચાડી રહ્યો છું જે મને આપીને મોકલવામાં આવ્યો છે. પરંતુ હું જોઈ રહ્યો છું કે તમે લોકો અજ્ઞાનતા આચરી રહ્યા છો.''

૨૪. પછી જ્યારે તેમણે તે યાતનાને તેમની ખીણો તરફ આવતી જોઈ તો કહેવા લાગ્યા, ''આ વાદળ છે જે અમને સંતૃપ્ત કરી દેશે'' — નહીં,' બલ્કે આ તે જ વસ્તુ છે જેના માટે તમે ઉતાવળા થઈ રહ્યા હતા. આ હવાનું તોફાન છે જેમાં દુઃખદાયી યાતના આવી રહી છે,

૨૫. પોતાના રબના આદેશથી દરેક વસ્તુનો નાશ કરી નાખશે.'' છેવટે તેમની હાલત એ થઈ કે તેમના નિવાસ-સ્થાનો સિવાય ત્યાં કંઈ પણ દેખાતું ન હતું. આવી રીતે અમે ગુનેગારોને બદલો આપીએ છીએ.

૨૬. તેમને અમે તે બધું જ આપ્યું હતું જે તમને નથી આપ્યું. તેમને અમે કાન, આંખો અને હૃદય, બધું જ આપી રાખ્યું હતું, પરંતુ ન તે કાન તેમના કોઈ કામમાં આવ્યા, ન આંખો, ન હૃદય, કેમ કે તેઓ અલ્લાહની આયતોનો ઇન્કાર કરતા હતા, અને તે જ વસ્તુના ચક્કરમાં તેઓ આવી ગયા જેની તેઓ મજાક ઉડાવતા હતા. (રુકૂઅ-૩)

૨૭. તમારા આસપાસના વિસ્તારોમાંથી ઘણી વસ્તીઓને અમે નષ્ટ કરી ચૂક્યા છીએ. અમે પોતાની આયતો મોકલીને વારંવાર જુદી-જુદી રીતે તેમને સમજાવ્યા, કદાચ તેઓ પાછા વળે.

૨૮. પછી તે હસ્તીઓએ કેમ તેમની મદદ ન કરી, જેમને અલ્લાહને છોડીને તેમણે અલ્લાહનું સામિપ્ય પ્રાપ્ત કરવાનું માધ્યમ સમજીને ઉપાસ્યો બનાવી લીધી હતી ? બલ્કે તેઓ તો તેમનાથી ખોવાઈ ગયા, અને આ હતું તેમના જૂઠ અને તે બનાવટી ધારણાઓનું પરિણામ જે તેમણે ઘડી રાખેલ હતા.

૨૯. (અને તે ઘટના પણ ઉલ્લેખનીય છે) જ્યારે અમે જિન્નાતોના એક જૂથને તમારા તરફ લઈ આવ્યા હતા, જેથી કુર્આન સાંભળે. જ્યારે તેઓ તે જગ્યાએ પહોંચ્યા (જ્યાં તમે કુર્આન પઢી રહ્યા હતા) તો તેમણે પરસ્પર કહ્યું, ચુપ થઈ જાઓ. પછી જ્યારે તે પઢી લેવામાં આવ્યું તો તેઓ સચેત કરનારા બનીને પોતાની કોમ તરફ પાછા ફર્યા,

૩૦. તેમણે જઈને કહ્યું, ''હે મારી જાતિના લોકો ! અમે એક ગ્રંથ સાંભળ્યો છે જે મૂસા પછી અવતરિત કરવામાં આવ્યો છે, સમર્થન કરવાવાળો

છે પોતાના પહેલાં આવી ચૂકેલા ગ્રંથોનું, માર્ગદર્શન કરે છે સત્ય અને સન્માર્ગ તરફ.

૩૧. હે મારી જાતિના લોકો ! અલ્લાહ તરફ બોલાવનારાનું આમંત્રણ સ્વીકારી લો અને તેના ઉપર ઈમાન લઈ આવો, અલ્લાહ તમારા ગુનાઓને માફ કરશે અને તમને દુઃખદાયી યાતનાથી બચાવશે."

૩૨. અને જે કોઈ અલ્લાહના આમંત્રણદાતાની વાત ન માને તે ધરતીમાં સ્વયં ન કોઈ સામર્થ્ય ધરાવે છે કે અલ્લાહને મજબૂર કરી દે, અને ન તેના કોઈ સહાયક કે સંરક્ષક છે કે અલ્લાહથી તેને બચાવી લે. આવા લોકો ખુલ્લી પથભ્રષ્ટતામાં પડેલા છે.

૩૩. અને શું આ લોકોને એ સૂઝતું નથી કે જે અલ્લાહે આ ધરતી અને આકાશોને પેદા કર્યા અને તેમનું નિર્માણ કરતાં તે થાક્યો નહીં, તે અવશ્ય એમ કરવાનું સામર્થ્ય ધરાવે છે કે મડદાંને જીવતાં કરે ? કેમ નહીં, ચોક્કસ તે દરેક વસ્તુ ઉપર સામર્થ્ય ધરાવે છે.

૩૪. જે દિવસે આ કાફિરો (ઈન્કાર કરનારાઓ)ને આગની સામે લાવવામાં આવશે, તે વખતે આમને પૂછવામાં આવશે, "શું આ સત્ય નથી ?" આ લોકો કહેશે, "હા, અમારા રબ (પ્રભુ)ના સોગંદ ! (આ હકીકતમાં સત્ય છે)." અલ્લાહ ફરમાવશે, "સારૂં, તો હવે યાતનાની મજા ચાખો, પોતાના તે ઈન્કારના બદલામાં જે તમે કરતા રહ્યા હતા."

૩૫. પછી હે પયગમ્બર ! ધૈર્ય રાખો જેવી રીતે દૃઢનિશ્ચયી રસૂલો (ઈશદૂતો)એ ધૈર્ય રાખ્યું છે, અને આ લોકોના મામલામાં ઉતાવળ ન કરો. જે દિવસે આ લોકો તે વસ્તુને જોઈ લેશે જેનાથી આમને ડરાવવામાં આવી રહ્યા છે, તો આમને એવું લાગશે કે જાણે દુનિયામાં દિવસની એક ક્ષણથી વધુ રહ્યા ન હતા. વાત પહોંચાડી દેવામાં આવી, હવે શું અવજ્ઞાકારીઓ સિવાય બીજો કોઈ નાશ પામશે ? (રુકૂઅ-૪)



# (૪૭) મુહમ્મદ

## પરિચય

**નામ :**

આયત-૨ના વાક્ય 'વઆમનૂ બિમા નુઝ્ઝિલ અલા મુહમ્મદિન' ઉપરથી લેવામાં આવ્યું છે, અર્થાત્ આ તે સૂરઃ છે જેમાં 'મુહમ્મદ (સલ્લ.)'નું પુનિત નામ આવ્યું છે. આ ઉપરાંત આનું એક બીજું પ્રખ્યાત નામ 'કિતાલ' પણ છે જે આયત-૨૦ના વાક્ય 'વઝુકિર ફીહલકિતાલુ' ઉપરથી લેવામાં આવ્યું છે.

**ઉતરાણકાળ :**

આ સૂરઃના વિષયો પુરાવો આપે છે કે આ હિજરત પછી પવિત્ર મદીનામાં તે વખતે ઊતરી હતી, જ્યારે યુદ્ધનો આદેશ તો અપાઈ ચૂક્યો હતો, પરંતુ હજુ યુદ્ધ શરૂ થયું ન હતું.

**ઐતિહાસિક પશ્ચાદ્‌ભૂમિ :**

જે વખતે આ સૂરઃ ઊતરી છે તે સમયે આ પરિસ્થિતિ પ્રવર્તતી હતી કે વિશેષતઃ મહાન મક્કામાં અને સામાન્યતઃ આરબ પ્રદેશમાં દરેક જગ્યાએ મુસલમાનો ઉપર અત્યાચાર કરવામાં આવી રહ્યો હતો અને તેમનું જીવન તંગ બનાવી દેવામાં આવ્યું હતું. મુસલમાનો દરેક દિશામાંથી સંકેલાઈને શાંતિ સ્થળ પવિત્ર મદીનામાં ભેગા થઈ ગયા હતા, પરંતુ કુરૈશ કાફિરો અહીં પણ એમને શાંતિથી બેસવા દેવા તૈયાર ન હતા. મદીનાની નાનકડી વસ્તી ચારેબાજુથી કાફિરોના પંજામાં ઘેરાયેલી હતી અને તેઓ એને મિટાવી નાખવા કટિબદ્ધ હતા. મુસલમાનો માટે આવી સ્થિતિમાં બે જ માર્ગો રહી ગયા હતા. કાં તો સત્યદીનના પ્રચારનું કામ જ નહીં, બલ્કે તેના અનુસરણનો પણ ત્યાગ કરે અને અજ્ઞાનતાને હવાલે થઈ જાય, અથવા તો પછી લડી લેવા માટે તૈયાર થઈ જાય અને જીવ સટોસટની બાજી ખેલીને સદૈવ માટે એ વાતનો ફેંસલો કરી દે કે આરબ ભૂમિમાં ઈસ્લામ રહેશે કે અજ્ઞાનતા. અલ્લાહે આ પ્રસંગે મુસલમાનોને તે જ હિંમત દાખવવાનો માર્ગ દેખાડ્યો જે ઈમાનવાળાઓ માટે એક જ માર્ગ છે. તેણે પહેલાં સૂરઃ હજ્જ (આયત-૩૯)માં એમને યુદ્ધની અનુમતિ આપી અને પછી સૂરઃ બકરહ (આયત-૧૯૦)માં આ માટે આદેશ આપ્યો. પરંતુ તે વખતે દરેક વ્યક્તિ જાણતી હતી કે આવી સ્થિતિમાં યુદ્ધનો શું અર્થ થાય છે. મદીનામાં ઈમાનવાળાઓનું નાનકડું સંગઠન હતું, જે ૧૦૦૦ યોદ્ધાઓ પણ ધરાવતું ન હતું અને તેને કહેવામાં આવી રહ્યું હતું કે સમગ્ર આરબ ભૂમિની અજ્ઞાનતા સાથે ટક્કર ઝીલવા માટે તલવાર ઉપાડી લે. પછી લડાઈ માટે જે સાધનસામગ્રી જરૂરી હતી તે એવી વસ્તી માટે ભૂખ્યા રહીને પણ મેળવવાનું અશક્ય હતું, જેમાં હજુ સેંકડો હિજરતીઓ ઘરબાર વિનાના હતા અને ચોતરફથી આરબોએ આર્થિક બહિષ્કાર કરીને એમની કેડ ભાંગી નાખી હતી.

**વિષય :**

આ પરિસ્થિતિ હતી, જેમાં આ સૂરઃ ઉતારવામાં આવી. આનો વિષય ઈમાનવાળાઓને યુદ્ધ માટે તૈયાર કરવાનો અને તેમને યુદ્ધની પ્રાથમિક સૂચનાઓ આપવાનો છે. આના લીધે જ આ સૂરઃનું નામ સૂરઃ કિતાલ પણ રાખવામાં આવ્યું છે. આમાં નીચે મુજબના વિષયો ક્રમવાર વર્ણવવામાં આવ્યા છે :

શરૂમાં બતાવવામાં આવ્યું છે કે અત્યારે બે જૂથો દરમ્યાન મુકાબલો થવાનો છે. એક જૂથ એ સ્થિતિમાં છે કે તે સત્યનો ઈન્કાર કરી ચૂક્યું છે અને અલ્લાહના માર્ગમાં અડચણ બનીને ઊભું છે અને બીજું જૂથ એવું છે જેણે તે સત્યનો સ્વીકાર કરી લીધો છે જે અલ્લાહ તરફથી તેના બંદા હઝરત મુહમ્મદ (સલ્લ.) ઉપર ઊતર્યું હતું. હવે અલ્લાહનો સીધો ફેંસલો એ છે કે પ્રથમ જૂથના બધા જ પ્રયત્નો તેણે બેકાર બનાવી દીધા અને બીજા જૂથની સ્થિતિ સુધારી દીધી.

આ પછી મુસલમાનોને યુદ્ધની પ્રાથમિક સૂચનાઓ આપવામાં આવી છે. એમને અલ્લાહની મદદ અને માર્ગદર્શનની ખાત્રી આપવામાં આવી છે, અને અલ્લાહના માર્ગમાં બલિદાનો આપવા માટે શ્રેષ્ઠ બદલાની આશા આપવામાં આવી છે. પછી કાફિરો (ઈન્કાર કરનારા) વિષે બતાવવામાં આવ્યું છે કે તેઓ અલ્લાહની મદદ અને ટેકાથી વંચિત છે. આમની કોઈ યુક્તિ ઈમાનવાળાઓ સામે ટકશે નહીં અને તેઓ દુનિયામાં અને આખિરતમાં બન્નેમાં જ ખરાબ અંજામ જોશે.

આ પછી મુનાફિકો તરફ સંબોધનની દિશા ફરે છે જે યુદ્ધનો આદેશ પહેલાં તો ખૂબ મુસલમાન બનીને ફરતા હતા, પરંતુ તેના આવી ગયા પછી એમના હોશકોશ ઉડી ગયા હતાં અને તેઓ પોતાની સલામતીની ચિંતામાં કાફિરો સાથે કાવત્રાબાજી કરવા લાગ્યા હતા. એમને સ્પષ્ટપણે ચેતવી દેવામાં આવ્યા છે કે અલ્લાહ અને તેના દીનની બાબતમાં દંભીઓના કોઈ કર્મ અલ્લાહને ત્યાં સ્વીકારવા યોગ્ય નથી.

ત્યાર પછી મુસલમાનોને શિખામણ આપવામાં આવી છે કે તેઓ પોતાના નાના સંખ્યાજૂથ અને સાધન-વિહીનતા અને કાફિરોની મોટી સંખ્યા તથા તેમની પાસેના અઢળક સાધનો જોઈને હિંમત ન હારે, તેમના સામે સુલેહની દરખાસ્ત કરીને નબળાઈ ન દાખવે જેથી તેમની હિંમતો ઈસ્લામ અને મુસલમાનો સામે જોર પકડી જાય, બલ્કે અલ્લાહ ઉપર ભરોસો કરીને ઊભા થઈ જાય અને કુફ્રના ખડક સામે ટકરાઈ જાય. અલ્લાહ મુસલમાનો સાથે છે.

અંતમાં મુસલમાનોને અલ્લાહના માર્ગમાં ખર્ચ કરવાનો સંદેશ આપવામાં આવ્યો છે. જો કે તે વખતે મુસલમાનોની આર્થિક સ્થિતિ ખૂબ નબળી હતી, પરંતુ આરબ ભૂમિમાં ઈસ્લામ અને મુસલમાનોના જીવન-મરણનો પ્રશ્ન હતો. તેથી મુસલમાનોને કહેવામાં આવ્યું છે કે અત્યારે જે વ્યક્તિ કંજૂસી દાખવશે તે ખરેખર અલ્લાહનું કંઈ બગાડશે નહીં, બલ્કે પોતે જ પોતાને વિનાશના ખોળામાં નાખી દેશે.



# (૪૭) સૂરઃ મુહમ્મદ

(મદીનામાં અવતરિત થઈ ● રૂકૂઅ : ૪ ● આયતો : ૩૮)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. જે લોકોએ ઈન્કાર (કુફ્ર) કર્યો અને અલ્લાહના માર્ગથી રોક્યા, અલ્લાહે તેમના કર્મો વ્યર્થ કરી દીધા.

૨. અને જે લોકો ઈમાન લાવ્યા અને જેમણે સદ્કાર્યો કર્યા અને તે વસ્તુને માની લીધી જે મુહમ્મદ (સલ્લ.) ઉપર અવતરિત થઈ છે — અને છે તે સર્વથા સત્ય તેમના રબ (માલિક અને પાલનહાર) તરફથી — અલ્લાહે તેમની બુરાઈઓ તેમનાથી દૂર કરી દીધી અને તેમની સ્થિતિ સુધારી દીધી.

૩. આ એટલા માટે કે ઈન્કાર કરનારાઓએ અસત્યનું અનુસરણ કર્યું અને ઈમાન લાવનારાઓએ તે સત્યનું અનુસરણ કર્યું જે તેમના રબ તરફથી આવ્યું છે. આ રીતે અલ્લાહ લોકોને તેમની સાચી હૈસિયત જણાવી દે છે.

૪. તો જ્યારે આ કાફિરો (અધર્મીઓ) સાથે તમારી અથડામણ થાય તો પહેલું કામ તેમની ગરદનો ઉડાવી દેવાનું છે, ત્યાં સુધી કે જ્યારે તમે તેમને બરાબર કચડી નાખો ત્યારે કેદીઓને મજબૂત બાંધો, તે પછી (તમને અધિકાર છે કે) ઉપકાર કરો અથવા અર્થ-દંડ (ફિદ્યા)નો મામલો કરો, ત્યાં સુધી કે યુદ્ધ પોતાના હથિયાર નાખી દે. આ છે તમારે કરવાનું કામ. અલ્લાહ ઈચ્છતો તો પોતે જ તેમનાથી નીપટાવી લેતો, પરંતુ (આ રીત તેણે એટલા માટે અપનાવી છે) જેથી તમારી એક-બીજા દ્વારા પરીક્ષા કરે. અને જે લોકો અલ્લાહના માર્ગમાં માર્યા જશે, અલ્લાહ તેમના કર્મોને કદાપિ વ્યર્થ નહીં કરે.

૫. તે તેમનું માર્ગદર્શન કરશે, તેમની સ્થિતિ સુધારી દેશે

૬. અને તેમને તે જન્નત (સ્વર્ગ)માં દાખલ કરશે જેનાથી તે તેમને વાકેફ કરી ચૂક્યો છે.

૭. હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! જો તમે અલ્લાહની મદદ કરશો તો તે તમારી મદદ કરશે અને તમારા કદમ મજબૂત જમાવી દેશે.

૮. રહ્યા તે લોકો જેમણે કુફ્ર કર્યું છે, તો તેમના માટે વિનાશ છે અને અલ્લાહે તેમના કર્મોને પથભ્રષ્ટ કરી દીધા છે.

૯. કેમ કે તેમણે તે વસ્તુને નાપસંદ કરી જે અલ્લાહે ઉતારી છે, આથી અલ્લાહે તેમના કર્મો નિરર્થક કરી દીધા.

૧૦. શું તેઓ ધરતી ઉપર હર્યા-ફર્યા ન હતા કે જેથી તે લોકોનું પરિણામ

જોતાં જે તેમના પહેલાં થઈ ગયા છે ? અલ્લાહે તેમનું સઘળું તેમના ઉપર ઉલટાવી દીધું, અને આવા જ પરિણામો આ ઇન્કાર કરનારાઓ માટે નિર્મિત છે.

૧૧. આ એટલા માટે કે ઈમાન લાવનારાઓનો સહાયક અને સમર્થક અલ્લાહ છે અને ઇન્કાર કરનારાઓનો સહાયક અને સમર્થક કોઈ નથી. (રુકૂઅ-૧)

૧૨. ઈમાન લાવનારાઓ અને સત્કર્મ કરનારાઓને અલ્લાહ તે જન્નતોમાં દાખલ કરશે જેમના નીચે નહેરો વહી રહી છે, અને ઇન્કાર કરનારાઓ માત્ર દુનિયા (આલોક)ના થોડા દિવસની મજા લૂટી રહ્યા છે, જાનવરોની જેમ ખાઈ-પી રહ્યા છે, અને તેમનું આખરી ઠેકાણું જહન્નમ (નર્ક) છે.

૧૩. હે પયગંબર ! કેટલીય વસ્તીઓ એવી પસાર થઈ ગઈ છે જે તમારી તે વસ્તી કરતાં અધિક શક્તિશાળી હતી જેણે તમને કાઢી મૂક્યા છે. તેમને અમે એવી રીતે નષ્ટ કરી દીધા કે કોઈ તેમને બચાવનાર ન હતું.

૧૪. ભલા ક્યાંય એવું થઈ શકે છે કે જે પોતાના રબ (પ્રભુ) તરફથી સ્પષ્ટ અને પ્રત્યક્ષ માર્ગદર્શન ઉપર હોય તે, તે લોકો જેવો થઈ જાય જેમના માટે તેમનું ખરાબ કર્મ શોભાસ્પદ બનાવી દેવામા આવ્યું છે અને તેઓ પોતાની ઈચ્છાઓના અનુયાયી બની ગયા છે.

૧૫. અલ્લાહથી ડરનારા લોકો માટે જે જન્નતનો વાયદો કરવામાં આવ્યો છે તેની શાન તો એ છે કે નહેરો વહી રહી હશે નિતારેલા પાણીની, નહેરો વહી રહી હશે એવા દૂધની જેના સ્વાદમાં સહેજ પણ ફરક પડ્યો નહીં હોય, નહેરો વહી રહી હશે એવા શરાબની જે પીનારાઓ માટે સ્વાદિષ્ટ હશે, નહેરો વહી રહી હશે શુદ્ધ-સ્વચ્છ મધની. તેમાં તેમના માટે દરેક પ્રકારના ફળ હશે અને તેમના રબ તરફથી ક્ષમા. (શું તે વ્યક્તિ કે જેના હિસ્સામાં આ જન્નત આવવાની છે) તે લોકો જેવો હોઈ શકે છે જેઓ જહન્નમમાં હંમેશા રહેશે અને જેમને એવું ગરમ પાણી પીવડાવવામાં આવશે જે તેમના આંતરડાં સુદ્ધા કાપી નાખશે ?

૧૬. આ લોકોમાંથી કેટલાક લોકો એવા પણ છે જેઓ કાન દઈને તમારી વાતો સાંભળે છે અને પછી જ્યારે તમારા પાસેથી જાય છે તો તે લોકોને કે જેમને જ્ઞાનની નેઅમત (કૃપા) પ્રદાન કરવામાં આવી છે પૂછે છે કે હમણાં-હમણાં આમણે શું કહ્યું હતું ? આ તે લોકો છે જેમના હૃદયો ઉપર અલ્લાહે મહોર મારી દીધી છે અને તેઓ પોતાની ઈચ્છાઓના અનુયાયી બની ગયા છે.

૧૭. રહ્યા તે લોકો કે જેમણે માર્ગદર્શન મેળવ્યું છે, અલ્લાહ તેમને તેનાથી પણ વધુ માર્ગદર્શન આપે છે અને તેમને તેમના ભાગની પરહેઝગારી (સંયમ) પ્રદાન કરે છે.



૧૮. હવે શું આ લોકો કેવળ કયામતની જ પ્રતીક્ષામાં છે કે તે અચાનક તેમના ઉપર આવી જાય ? તેના ચિહ્નો તો આવી ચૂક્યા છે. જ્યારે તે સ્વયં આવી જશે ત્યારે તેમના માટે ઉપદેશ સ્વીકારવાની કઈ તક બાકી રહી જશે ?

૧૯. તો હે પયગંબર ! બરાબર જાણી લો કે અલ્લાહ સિવાય કોઈ ઉપાસનાને પાત્ર નથી, અને ક્ષમા માગો પોતાના કસૂર માટે પણ અને ઈમાનવાળા પુરુષો અને સ્ત્રીઓ માટે પણ. અલ્લાહ તમારી પ્રવૃત્તિઓને પણ જાણે છે અને તમારા ઠેકાણાથી પણ વાકેફ છે. (રુકૂઅ-૨)

૨૦. જે લોકો ઈમાન લાવ્યા છે તેઓ કહી રહ્યા હતા કે કોઈ સૂરઃ કેમ ઉતારવામાં આવતી નથી (જેમાં યુદ્ધનો આદેશ આપવામાં આવે), પરંતુ જ્યારે એક પાકી સૂરઃ ઉતારી દેવામાં આવી જેમાં યુદ્ધનો ઉલ્લેખ હતો તો તમે જોયું કે જેમના હૃદયોમાં રોગ હતા તેઓ તમારા તરફ એવી રીતે જોઈ રહ્યા છે જાણે કોઈના ઉપર મૃત્યુ છવાઈ ગયું હોય ! અફસોસ તેમની સ્થિતિ ઉપર !

૨૧. (તેમની જીભ ઉપર છે) આજ્ઞાપાલનનો એકરાર અને સારી-સારી વાતો, પરંતુ જ્યારે નિર્ણાયક આદેશ આપી દેવામાં આવ્યો તે વખતે જો તેઓ અલ્લાહ સાથેની પોતાની પ્રતિજ્ઞામાં સાચા પુરવાર થતા તો તેમના જ માટે સારું હતું.

૨૨. હવે શું તમારા પાસેથી એ સિવાય બીજી કોઈ અપેક્ષા રાખી શકાય કે જો તમે ઊંધા મોઢે ફરી જાઓ તો ધરતીમાં ફરીવાર બગાડ પેદા કરશો અને પરસ્પર એક-બીજાના ગળા કાપશો ?

૨૩. આ લોકો છે જેમના ઉપર અલ્લાહે ફિટકાર કરી અને તેમને આંધળા અને બહેરા બનાવી દીધા.

૨૪. શું આ લોકોએ કુર્આન ઉપર વિચાર કર્યો નથી, કે તેમના હૃદયો ઉપર તાળાં લાગેલા છે ?

૨૫. હકીકત એ છે કે જે લોકો સન્માર્ગ સ્પષ્ટ થઈ ગયા પછી તેનાથી ફરી ગયા તેમના માટે શેતાને આ વર્તન સરળ બનાવી દીધું છે અને જૂઠી આશાઓનો ક્રમ તેમના માટે લાંબો કરી દીધો છે.

૨૬. તેથી જ તેમણે અલ્લાહના અવતરિત કરેલા દીન (ધર્મ)ને નાપસંદ કરનારાઓને કહી દીધું કે કેટલીક બાબતોમાં અમે તમારું માનીશું. અલ્લાહ તેમની આ ગુપ્ત વાતો સારી રીતે જાણે છે.

૨૭. પછી તે સમયે શું હાલત થશે જ્યારે ફરિશ્તાઓ આમના પ્રાણ કાઢશે અને આમના મોઢાં અને પીઠો ઉપર મારતા-મારતા એમને લઈ જશે ?

૨૮. આ એટલા માટે જ તો થશે કે તેમણે તે માર્ગ અપનાવ્યો જે અલ્લાહને નારાજ કરનારો છે અને તેની પ્રસન્નતાનો માર્ગ અપનાવવાનું પસંદ ન કર્યું. આ જ કારણસર તેણે આમના બધા જ કર્મો વ્યર્થ કરી દીધા. (રુકૂઅ-૩)

૨૯. શું તે લોકો જેમના હૃદયોમાં રોગ છે એવું સમજી બેઠા છે કે અલ્લાહ તેમના હૃદયોના દ્વેષ પ્રગટ નહીં કરે ?

૩૦. અમે ઇચ્છીએ તો તેઓને તમને આંખોથી દેખાડી દઈએ અને તેમના ચહેરાઓ ઉપરથી તમે તેમને ઓળખી લો. પરંતુ તેમની વાતચીતની રીત ઉપરથી તો તમે તેમને ઓળખી જ લેશો. અલ્લાહ તમારા સૌના કર્મોથી પૂરેપૂરો વાકેફ છે.

૩૧. અમે ચોક્કસ તમને પરીક્ષામાં નાખીશું જેથી તમારી હાલતની જાંચ કરીએ અને જોઈ લઈએ કે તમારામાં જિહાદ (તનતોડ પ્રયાસ) કરનાર અને મક્કમતાથી અડગ રહેનારા કોણ છે.

૩૨. જે લોકોએ ઇન્કાર કર્યો અને અલ્લાહના માર્ગથી રોક્યા અને રસૂલ સાથે ઝઘડો કર્યો જો કે તેમના ઉપર સન્માર્ગ સ્પષ્ટ થઈ ચૂક્યો હતો, હકીકતમાં તેઓ અલ્લાહને કોઈ હાનિ પણ પહોંચાડી શકતા નથી, બલ્કે અલ્લાહ જ તેમનું બધું કર્યું-કરાવ્યું વ્યર્થ કરી નાખશે.

૩૩. હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! તમે અલ્લાહનું આજ્ઞાપાલન કરો અને રસૂલનું આજ્ઞાપાલન કરો અને પોતાના કર્મોને બરબાદ ન કરી નાખો.

૩૪. ઇન્કાર (કુફ્ર) કરનારાઓ અને અલ્લાહના માર્ગથી રોકનારાઓ અને મૃત્યુ પર્યંત ઇન્કાર ઉપર મક્કમ રહેનારાઓને તો અલ્લાહ ક્યારેય પણ માફ નહીં કરે.

૩૫. તો તમે બોદા ન બનો અને સંધિની દરખાસ્ત ન કરો. તમે જ પ્રભુત્વશાળી રહેવાના છો. અલ્લાહ તમારા સાથે છે અને તમારા કર્મોને તે કદાપિ વ્યર્થ નહીં કરે.

૩૬. આ સાંસારિક જીવન તો એક ખેલ અને તમાશો છે. જો તમે ઈમાન રાખો અને તકવા (ઈશભય અને સંયમ)ના માર્ગ ઉપર ચાલતા રહો તો અલ્લાહ તમારા કર્મોનું ફળ તમને આપશે અને તે તમારું ધન તમારાથી નહીં માગે.

૩૭. જો ક્યાંક તે તમારું ધન તમારા પાસેથી માગી લે અને બધું જ તમારા પાસેથી માગે તો તમે કંજૂસી કરશો અને તે તમારા દ્વેષ બહાર લાવી દેશે.

૩૮. જુઓ, તમને લોકોને આમંત્રણ આપવામાં આવી રહ્યું છે કે અલ્લાહના માર્ગમાં ધન ખર્ચ કરો. તેમ છતાં તમારામાં કેટલાક લોકો છે જેઓ



કંજૂસી કરી રહ્યા છે, જો કે જે કંજૂસી કરે છે તે વાસ્તવમાં પોતાના જ સાથે કંજૂસી કરી રહ્યો છે. અલ્લાહ તો ગની (અપેક્ષા-મુક્ત) છે, તમે જ તેના મોહતાજ છો. જો તમે મોઢું ફેરવશો તો અલ્લાહ તમારા સ્થાને કોઈ બીજી કોમને લઈ આવશે અને તેઓ તમારા જેવા નહીં હોય. (રુકૂઅ-૪)

# (૪૮) અલ-ફત્હ

## પરિચય

**નામ :**

સૂરઃનું નામ પ્રથમ આયતના શબ્દો 'ઇન્ના ફતહના લક ફત્હમ્મુબીના' ઉપરથી લેવામાં આવ્યું છે. આ ફક્ત આ સૂરઃનું નામ જ નથી, બલ્કે વિષયને અનુરૂપ શીર્ષક પણ છે. કેમ કે આમાં તે મહાન વિજય ઉપર ચર્ચા કરવામાં આવી છે, જે હુદૈબિયહની સુલેહના સ્વરૂપમાં અલ્લાહે પયગંબર હઝરત મુહમ્મદ (સલ્લ.) અને મુસલમાનોને આપ્યો હતો.

**ઉતરાણકાળ :**

તેના કથનોમાં આ અંગે એકરૂપતા જોવા મળે છે કે આનું ઉતરાણ હિ.સ. ૬ના ઝિલકઅદહમાં તે સમયે થયું હતું, જ્યારે પયગંબર (સલ્લ.) મક્કાના કાફિરો સાથે હુદૈબિયહની સુલેહ કર્યા પછી મદીના તરફ પધારી રહ્યા હતા.

**ઐતિહાસિક પશ્ચાદ્ભૂમિ :**

જે પ્રસંગોના અનુસંધાનમાં આ સૂરઃ ઊતરી તેની શરૂઆત આવી રીતે થાય છે કે એક દિવસે અલ્લાહના નબી (સલ્લ.)એ સ્વપ્ન જોયું કે આપ પોતાના સહાબીઓ સાથે મક્કા ગયા છે અને ત્યાં ઉમરાની વિધિ કરી રહ્યા છે. એ તો અસંભવ છે કે પયગંબરનું સ્વપ્ન માત્ર કલ્પના કે ખ્યાલ હોય. તે તો વહીના પ્રકારો પૈકી એક પ્રકાર છે. આથી આ વાસ્તવમાં માત્ર સ્વપ્ન ન હતું, બલ્કે અલ્લાહનો એક ઇશારો હતો, જેનું અનુસરણ આપ (સલ્લ.) માટે અનિવાર્ય હતું. પયગંબરનું પદ એ માટે હતું કે તેનો રબ જે કોઈ આદેશ પણ આપે, તેના ઉપર સહેજ પણ ખચકાટ વિના અમલ કરી નાખે. આથી પયગંબર (સલ્લ.)એ કોઈ પણ જાતની વાર લગાડ્યા વિના પોતાનું સ્વપ્ન સહાબીઓ (રદિ.)ને સંભળાવીને મુસાફરીની તૈયારીઓ આરંભી દીધી.

કુરૈશના લોકોને આપ (સલ્લ.)ના આ પગલાએ ભારે મૂંઝવણમાં મૂકી દીધા. ઝિલકઅદનો મહીનો એ હરામ અર્થાત્ પ્રતિબંધિત મહિનાઓ પૈકી હતો જે સેંકડો વર્ષથી આરબ પ્રદેશમાં હજ્જ અને યાત્રા માટે પ્રતિષ્ઠિત સમજવામાં આવતો હતો. આ મહિનામાં જે કાફલો એહરામ બાંધીને હજ્જ કે ઉમરા માટે જઈ રહ્યો હોય તેને રોકવાનો કોઈને હક્ક ન હતો. કુરૈશ મૂંઝવણમાં મૂકાઈ ગયા કે જો અમે મદીનાના આ કાફલા ઉપર હુમલો કરીને મક્કામાં દાખલ થતો રોકીએ તો આખા પ્રદેશમાં ઉહાપોહ થઈ જશે. પરંતુ જો અમે મુહમ્મદ (સલ્લ.)ને આવડા મોટા કાફલા સાથે સુરક્ષિત શહેરમાં દાખલ થવા દઈએ તો આખા પ્રદેશમાંથી અમારી ધાક સમાપ્ત થઈ જશે અને લોકો કહેશે કે અમે મુહમ્મદ (સલ્લ.)થી



દબાઈ ગયા. છેવટે ખૂબ જ વિચાર્યા પછી એમનું અજ્ઞાનતાપૂર્ણ અહંકાર જ એમના ઉપર વિજયી રહ્યું અને તેમણે પોતાની આબરૂ બચાવવા માટે આ નિર્ણય લઈ લીધો કે કોઈ પણ ભોગે આ કાફલાને શહેરમાં દાખલ થવા દેવાનો નથી.

જ્યારે આપ (સલ્લ.) ઉસ્ફાન પહોંચ્યા તો આપના જાસૂસે આવીને સમાચાર આપ્યા કે કુરૈશ ભરપૂર તૈયારીઓ સાથે ઝીતુવા નામની જગ્યાએ પહોંચી ગયા છે અને ખાલિદ બિન વલીદને ૨૦૦ ઘોડેસવારો સાથે કુરાઉલગમીમ તરફ આગળ મોકલી દીધો છે, જેથી તે આપનો માર્ગ રોકી રાખે. પયગંબર (સલ્લ.)એ આ ખબર મળતાં જ માર્ગ બદલી નાખ્યો અને અત્યંત મુશ્કેલ રસ્તે કષ્ટ વેઠીને હુદૈબિયહ પહોંચી ગયા, જે બરાબર હરમની હદ ઉપર સ્થિત હતું.

ત્યારપછી કુરૈશ તરફથી ઉર્વહ બિન મસ્ઉદ તકફી આવ્યો અને તેણે પોતાની રીતે વાતો બનાવીને અલ્લાહના રસૂલ (સલ્લ.)ને તે માટે મનાવવાના પ્રયત્નો કર્યા કે આપ (સલ્લ.) મક્કામાં દાખલ થવાનો વિચાર પડતો મૂકે, પરંતુ આપ (સલ્લ.)એ તેને પણ એ જ જવાબ આપ્યો, જે બની ખુઝાઆના સરદારને આપ્યો હતો કે અમે યુદ્ધ કરવાના ઇરાદાથી આવ્યા નથી, બલ્કે બયતુલ્લાહના આદર કરનાર બનીને ધાર્મિક ફરજ બજાવવા આવ્યા છીએ.

આ અરસામાં જ્યારે એલચીઓની આવ જા અને વાતચીતનો આ ક્રમ ચાલુ જ હતો, કુરૈશના લોકો વારંવાર એ કોશિશ કરતા રહ્યા કે છૂપાઈને હુઝૂર (સલ્લ.)ના પડાવ ઉપર છાપો મારીને સહાબીઓને ઉશ્કેરે અને કોઈપણ રીતે એમને એવું પગલું લેવા મજબૂર કરે જેનાથી એમને યુદ્ધનું કારણ મળી જાય. પરંતુ દરેક વખતે સહાબીઓ (રદિ.)ના ધૈર્ય અને સહિષ્ણુતાએ તેમજ નબી (સલ્લ.)ના ડહાપણ અને સમજદારીએ એમની યુક્તિઓને વિફળ બનાવી દીધી.

છેવટે હુઝૂર (સલ્લ.)એ જાતે પોતાના તરફથી હઝરત ઉસ્માન (રદિ.)ને એલચી બનાવીને મક્કા મોકલ્યા અને એમના મારફત કુરૈશ સરદારોને એ સંદેશ મોકલ્યો કે અમે યુદ્ધ માટે નહીં, પરંતુ ઝિયારત માટે કુરબાનીના જાનવર લઈને આવ્યા છીએ, તવાફ અને કુરબાની પછી પાછા જતા રહીશું. પરંતુ તેઓ માન્યા નહીં અને હઝરત ઉસ્માન (રદિ.)ને મક્કામાં રોકી લીધા. આ દરમ્યાનમાં આ ખબર ઊડી કે હઝરત ઉસ્માન (રદિ.)ને કતલ કરી દેવામાં આવ્યા છે, અને એમના પાછા ન આવવાના કારણે મુસલમાનોને વિશ્વાસ બેસી ગયો કે આ સમાચાર સાચા છે. હવે વધુ ધીરજ રખાય તેમ ન હતું. આથી પયગંબર (સલ્લ.)એ પોતાના સાથીઓને એકત્ર કર્યા અને એમના પાસેથી આ વાત માટે વચન લીધું કે હવે અમે મરતા દમ સુધી અહીંથી પાછા હટીશું નહીં. આ જ તે બૈઅત છે જે 'બૈઅતે રિઝવાન'ના નામથી ઇસ્લામી ઇતિહાસમાં પ્રસિદ્ધ છે.

પછીથી ખબર પડી કે હઝરત ઉસ્માન (રદિ.)ના કતલના સમાચાર

ખોટા હતા. હઝરત ઉસ્માન (રદિ.) પોતે પણ પાછા આવી ગયા અને કુરૈશ તરફથી સુહેલ બીન ઉમરુના નેતૃત્વ હેઠળ એક પ્રતિનિધિમંડળ પણ સુલેહની વાતચીત માટે હુઝૂર (સલ્લ.)ના પડાવમાં પહોંચી ગયું. લાંબી ચર્ચા પછી જે શરતોએ આ સંધિ લખાઈ તે આ હતી :

(૧) દસ વર્ષ સુધી પક્ષકારો વચ્ચે યુદ્ધ બંધ રાખવામાં આવશે, અને એકબીજા વિરુદ્ધ જાહેર કે છૂપી રીતે કોઈ કાર્યવાહી કરવામાં નહીં આવે.

(૨) આ ગાળામાં કુરૈશનો કોઈપણ માણસ પોતાના વાલીની પરવાનગી વિના ભાગીને મુહમ્મદ (સલ્લ.) પાસે આવી જશે તેને આપ પાછો મોકલી આપશે, અને આપના સાથીઓ પૈકી જે કોઈ કુરૈશ પાસે જતો રહેશે તેને તેઓ પાછો આપશે નહીં.

(૩) આરબ કબીલાઓમાંથી જે કબીલો પણ બંને પક્ષોમાંથી કોઈનો પણ સાથી બનીને આ કરારનો પક્ષકાર બનવા માગે તેને આમ કરવાનો અધિકાર રહેશે.

(૪) મુહમ્મદ (સલ્લ.) આ વર્ષે પાછા જશે અને આવતા વર્ષે તેઓ ઉમરા માટે આવી ત્રણ દિવસ મક્કામાં રોકાઈ શકે છે, શરત એટલી કે મ્યાનમાં માત્ર એક એક તલવાર લઈને આવે અને યુદ્ધનો બીજો કોઈ સામાન ન લાવે. આ ત્રણ દિવસોમાં મક્કાવાસીઓ એમના માટે શહેર ખાલી કરી આપશે (જેથી કોઈ અથડામણની સંભાવના ન રહે), પરંતુ પાછા જતી વખતે તેઓ અહીંના કોઈ માણસને સાથે લઈ જઈ શકશે નહીં.

જે વખતે આ કરારની શરતો નક્કી થઈ રહી હતી, તમામ મુસલમાનો ભારે બેચેનીની હાલતમાં હતા. કોઈ વ્યક્તિ પણ તે વ્યૂહાત્મક લાભોને સમજી શકતી ન હતી, જેમને દૃષ્ટિ સમક્ષ રાખીને પયગંબર (સલ્લ.) આ શરતો સ્વીકારી રહ્યા હતા. કુરૈશ કાફિરો આને પોતાની સફળતા સમજી રહ્યા હતા અને મુસલમાનો આની ઉપર બેચેન હતાં કે, છેવટે શા માટે દબાઈને આ અપમાનજનક શરતો સ્વીકારી લઈએ.

બળતા ઉપર ઘીનું કામ જે ઘટનાએ કર્યું હતુ તે એ હતી કે બરાબર તે જ વખતે જ્યારે સંધિ લખાઈ રહી હતી, સુહેલ બિન ઉમરૂના પોતાના પુત્ર અબૂ જન્દલ, જે મુસલમાન થઈ ગયા હતા અને મક્કાના કાફિરોએ એમને કેદમાં રાખી લીધા હતા, કોઈ રીતે ભાગીને આપ (સલ્લ.)ના પડાવ ઉપર પહોંચી ગયા. જેમના પગે બેડીઓ હતી અને શરીર ઉપર અત્યાચારના નિશાન હતા. તેમણે આપ (સલ્લ.)ને ફરિયાદ કરી કે મને આ લાગણીશૂન્ય લોકોથી છુટકારો અપાવો. સહાબીઓ માટે આ હાલત જોઈને ધીરજ જાળવવી મુશ્કેલ બની ગઈ, પરંતુ સુહેલ બિન ઉમરુએ કહ્યું કે સુલેહના કરારખતનું લખાણ થઈ ગયું હોય કે ન થયું



હોય, શરતો તો અમારી અને તમારી વચ્ચે નક્કી થઈ ચૂકી છે, આથી આ છોકરાને મને સોંપી દેવામાં આવે. અલ્લાહના રસૂલ (સલ્લ.)એ તેની દલીલ માન્ય રાખી અને અબૂ જન્દલને જાલિમોના હવાલે કરી દેવામાં આવ્યા. આ ઘટનાએ મુસલમાનોને વધુ બેચેન અને દુઃખી બનાવી દીધા.

સુલેહની વિધિ પતી ગયા બાદ અલ્લાહ રસૂલ (સલ્લ.)એ સહાબીઓને કહ્યું કે હવે અહીંયાં જ કુરબાની કરીને માથાં મુંડાવો અને એહરામ છોડી દો. પરંતુ કોઈ પોતાની જગ્યાએથી ખસ્યું નહીં. આપ (સલલ.)એ ત્રણ વખત આદેશ આપ્યો, પરંતુ સહાબીઓ ઉપર તે વખતે દુઃખ અને ગ્લાનિની લાગણી અને હૃદયભગ્નતાની હાલત એટલી તીવ્રપણે છવાયેલી હતી કે તેઓ પોતાની જગ્યાએથી સહેજ પણ ખસ્યા નહીં. હઝરત ઉમ્મે સલમા (રદિ.)ની સલાહ મુજબ અલ્લાહના રસૂલ (સલ્લ.)એ પોતે પોતાનું ઊંટ હલાલ કર્યું અને માથું મુંડાવી નાંખ્યુ તો આપને જોઈને લોકોએ પણ કુરબાનીઓ કરી નાખી, માથાં મુંડાવ્યા અથવા વાળ કપાવી લીધા અને એહરામ છોડી નાખ્યા. પરંતુ એમના હૃદય દુઃખમાં ડૂબેલા હતા.

આ પછી આ કાફલો જ્યારે હુદૈબિયહની સુલેહને પોતાની હાર અને અપમાન માનીને મદીના તરફ પાછો ફરી રહ્યો હતો, તે વખતે ઝજનાન મુકામે (અથવા કેટલીક રિવાયતો મુજબ કુરાઉલગમીમ મુકામે) આ સૂરઃ ઊતરી, જેણે મુસલમાનોને બતાવ્યું કે આ સુલેહ, જેને તેઓ હાર સમજી રહ્યાં છે, વાસ્તવમાં મહાન જીત છે. આના ઉતરાણ પછી આપ (સલ્લ.)એ મુસલમાનોને એકત્ર કર્યા અને કહ્યું, આજે મારા ઉપર તે વસ્તુ ઊતરી છે જે મારા માટે દુનિયા અને તેની બધી જ વસ્તુઓ કરતાં વધુ કિંમતી છે. પછી આ સૂરઃ આપ (સલ્લ.)એ પઢી અને ખાસ કરીને હઝરત ઉમર (રદિ.)ને બોલાવીને આ સંભળાવી કેમ કે તેઓ સૌથી વધુ દુઃખી હતા.

જો કે ઈમાનવાળાઓ તો અલ્લાહની આ વાણી સાંભળીને જ સંતોષ પામી ગયા હતા, પરંતુ થોડો સમય પણ પસાર ન થયો ત્યાં તો આ સુલેહના ફાયદા એક-એક કરીને જાહેર થવા માંડ્યા, ત્યાં સુધી કે કોઈ પણ વ્યક્તિને આ બાબતમાં શંકા ન રહી કે હકીકતમાં આ સુલેહ એક શાનદાર જીત હતી.

આ ઐતિહાસિક પશ્ચાદ્‌ભૂમિ નજર સમક્ષ રાખીને આ સૂરઃ પઢવામાં આવે તો એને સારી રીતે સમજી શકાશે.

## (૪૮) સૂરઃ અલ-ફત્હ

(મદીનામાં અવતરિત થઈ • રૂકૂઅ : ૪ • આયતો : ૨૯)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. હે પયગંબર ! અમે તમને ખુલ્લો વિજય પ્રદાન કરી દીધો

૨. જેથી અલ્લાહ તમારી આગળ-પાછળની દરેક ભૂલને માફ કરે અને તમારા ઉપર પોતાની કૃપા પરિપૂર્ણ કરી દે અને તમને સન્માર્ગ દેખાડે

૩. અને તમને પ્રભાવશાળી સહાયતા પ્રદાન કરે.

૪. તે જ છે જેણે ઈમાનવાળાઓ (મોમિનો)ના હૃદયોમાં શાંતિ ઉતારી જેથી પોતાના ઈમાનના સાથે તેઓ એક ઈમાન ઓર વધારી લે. ધરતી અને આકાશોના તમામ લશ્કરો અલ્લાહના અધિકારમાં છે અને તે સર્વજ્ઞ અને તત્ત્વદર્શી છે.

૫. (તેણે આ કામ એટલા માટે કર્યું છે) જેથી મોમિન પુરુષો અને સ્ત્રીઓને હંમેશાં રહેવા માટે એવી જન્નતોમાં દાખલ કરે જેમના નીચે નહેરો વહી રહી હશે અને તેમની બૂરાઈઓ તેમનાથી દૂર કરી દે — અલ્લાહના સમીપ આ મોટી સફળતા છે —

૬. અને તે મુનાફિક (દંભી) પુરુષો અને સ્ત્રીઓ તથા મુશ્રિક (અનેકેશ્વરવાદી) પુરુષો અને સ્ત્રીઓને સજા આપે જેઓ અલ્લાહ વિષે ખરાબ ધારણાઓ રાખે છે. બૂરાઈના ચક્કરમાં તેઓ પોતે જ આવી ગયા, અલ્લાહનો પ્રકોપ તેમના ઉપર ઉતર્યો અને તેણે તેમના ઉપર ફિટકાર કરી અને તેમના માટે જહન્નમ તૈયાર કરી દીધી જે ઘણું જ ખરાબ ઠેકાણું છે.

૭. ધરતી અને આકાશોના લશ્કર અલ્લાહના જ અધિકારમાં છે અને તે પ્રભુત્વશાળી અને તત્ત્વદર્શી છે.

૮ હે પયગંબર ! અમે તમને સાક્ષી આપનાર, ખુશખબર આપનાર અને સચેત કરનાર બનાવીને મોકલ્યા છે,

૯. જેથી હે લોકો ! તમે અલ્લાહ અને તેના રસૂલ ઉપર ઈમાન લાવો અને તેનો (અર્થાત્ પયગંબરનો) સાથ આપો, તેનો આદર અને સન્માન કરો અને સવાર અને સાંજ અલ્લાહની તસ્બીહ (ગુણગાન) કરતા રહો.



૧૦. હે પયગંબર ! જે લોકો તમારાથી 'બૈઅત' (પ્રતિજ્ઞા) કરી રહ્યા હતા તેઓ વાસ્તવમાં અલ્લાહ સાથે 'બૈઅત' કરી રહ્યા હતા. તેમના હાથ ઉપર અલ્લાહનો હાથ હતો. હવે જે આ પ્રતિજ્ઞાનો ભંગ કરશે તેના પ્રતિજ્ઞા ભંગની મુસીબત સ્વયં તેના ઉપર જ હશે, અને જે તે પ્રતિજ્ઞાનું પાલન કરશે જે તેણે અલ્લાહથી કરી છે, અલ્લાહ ખૂબ જલ્દી જ તેને મોટું વળતર આપશે. (રુકૂઅ-૧)

૧૧. હે પયગંબર ! બદ્દુ આરબોમાંથી જેમને પાછળ છોડી દેવામાં આવ્યા હતા હવે તેઓ આવીને જરૂરથી તમને કહેશે કે “અમને અમારા ધન-દોલત અને કુટુંબની ચિંતાએ વ્યસ્ત રાખ્યા હતા, આપ અમારા માટે ક્ષમાની પ્રાર્થના કરો.” આ લોકો પોતાની જબાનથી તે વાતો કહે છે જે તેમના હૃદયોમાં નથી હોતી. એમને કહેજો, “ભલે, આ જ વાત છે તો કોણ તમારા મામલામાં અલ્લાહના નિર્ણયને રોકવાનો કંઈ પણ અધિકાર ધરાવે છે, જો તે તમને કોઈ નુકસાન પહોંચાડવા માગે અથવા ફાયદો પહોંચાડવા ચાહે ? તમારા કર્મોની તો અલ્લાહ જ ખબર રાખે છે.

૧૨. (પરંતુ સાચી વાત તે નથી જે તમે કહી રહ્યા છો) બલ્કે તમે એમ સમજ્યું કે રસૂલ અને ઈમાનવાળાઓ પોતાના કુટુંબીજનોમાં કદાપિ પાછા ફરી શકશે નહીં અને આ ખ્યાલ તમારા હૃદયોને ખૂબ સારો લાગ્યો અને તમે અત્યંત ખરાબ અનુમાન કર્યું અને તમે મોટા દુર્ભાવ રાખનારા લોકો છો.”

૧૩. અલ્લાહ અને તેના રસૂલ ઉપર જે લોકો ઈમાન ન રાખતા હોય તેવા કાફિરો માટે અમે ભડકે બળતી આગ તૈયાર કરી રાખી છે.

૧૪. આકાશો અને ધરતીના રાજ્યનો માલિક અલ્લાહ જ છે, જેને ચાહે માફી પ્રદાન કરે, જેને ચાહે સજા આપે અને તે અત્યંત ક્ષમાશીલ અને દયાળુ છે.

૧૫ જ્યારે તમે 'માલે ગનીમત' (યુદ્ધમાં મળેલ માલ) મેળવવા માટે જવા લાગશો તો આ પાછળ છોડી દેવાયેલા લોકો તમને જરૂરથી કહેશે કે અમને પણ તમારા સાથે આવવા દો. આ લોકો ઈચ્છે છે કે અલ્લાહના ફરમાનને બદલી નાખે. આમને સ્પષ્ટ કહી દેજો કે “તમે કદાપિ અમારા સાથે આવી નહીં શકો, અલ્લાહ પહેલાથી જ આ ફરમાવી ચૂક્યો છે.” આ લોકો કહેશે કે “નહીં બલ્કે, તમે લોકો અમારી ઈર્ષ્યા

કરી રહ્યા છો.'' (જો કે વાત ઈર્ષ્યાની નથી) બલ્કે આ લોકો સાચી વાત ઓછી જ સમજે છે.

૧૬. આ પાછળ છોડી દેવાયેલા બદ્દુ આરબોને કહેજો, ''ટૂંકમાં જ તમને એવા લોકો સાથે યુદ્ધ કરવા માટે બોલાવવામાં આવશે જેઓ ખૂબ શક્તિશાળી છે. તમારે તેમના સાથે યુદ્ધ કરવું પડશે અથવા તેઓ આધીન થઈ જશે. તે વખતે જો તમે જિહાદના આદેશનું પાલન કર્યું તો અલ્લાહ તમને સારો બદલો આપશે, અને જો તમે ફરીથી તેવી જ રીતે મોઢું ફેરવી જશો જેવી રીતે અગાઉ ફેરવી ચૂક્યા છો તો અલ્લાહ તમને પીડાકારી યાતના આપશે.

૧૭. હા, જો કોઈ અંધ અને લંગડો અને બીમાર જિહાદ માટે ન આવે તો કોઈ દોષ નથી. જે કોઈ અલ્લાહ અને તેના રસૂલનું આજ્ઞાપાલન કરશે અલ્લાહ તેને તે જન્નતોમાં દાખલ કરશે જેમની નીચે નહેરો વહી રહી હશે, અને જે મોઢું ફેરવશે તેને તે પીડાકારી યાતના આપશે.'' (રુકૂઅ-૨)

૧૮. અલ્લાહ ઈમાનવાળાઓથી પ્રસન્ન થઈ ગયો જ્યારે તેઓ વૃક્ષની નીચે તમારાથી 'બૈઅત' (પ્રતિજ્ઞા) કરી રહ્યા હતા. તેમના હૃદયોની સ્થિતિની તેને ખબર હતી તેથી તેણે તેમના ઉપર શાંતિ ઉતારી, તેમને ઇનામમાં નજીકમાં પ્રાપ્ત થનાર વિજય આપ્યો,

૧૯. અને પુષ્કળ માલે ગનીમત આપ્યો જે તેઓ (ટૂંક સમયમાં જ) પ્રાપ્ત કરશે. અલ્લાહ પ્રભુત્વશાળી અને તત્ત્વદર્શી છે.

૨૦. અલ્લાહ તમારા સાથે પુષ્કળ માલે ગનીમતનો વાયદો કરે છે, જેને તમે પ્રાપ્ત કરશો. તત્કાળ તો આ વિજય તેણે તમને પ્રદાન કરી દીધો અને લોકોના હાથ તમારા વિરૂદ્ધ ઊઠતાં રોકી દીધા, જેથી આ ઈમાનવાળાઓ માટે એક નિશાની બની જાય અને અલ્લાહ તમને સન્માર્ગ દેખાડે.

૨૧. આ ઉપરાંત બીજો વધુ માલે ગનીમતનો પણ તમને વાયદો કરે છે જેના ઉપર હજુ તમે કાબૂ મેળવી શક્યા નથી અને અલ્લાહે તેમને ઘેરી રાખેલ છે, અલ્લાહને દરેક વસ્તુ ઉપર સામર્થ્ય પ્રાપ્ત છે.

૨૨. આ કાફિર (અધર્મી) લોકો જો અત્યારે તમારા સાથે લડી પડ્યા હોત તો ચોક્કસ પીઠ દેખાડી ગયા હોત અને કોઈ સમર્થક અને સહાયક ન પામ્યા હોત.



૨૩. આ અલ્લાહનો નિયમ છે જે પહેલાંથી ચાલ્યો આવે છે અને તમે અલ્લાહના નિયમમાં કોઈ ફેરફાર નહીં જુઓ.

૨૪. તે જ છે જેણે મક્કાની ખીણમાં તેમના હાથ તમારાથી અને તમારા હાથ તેમનાથી રોકી દીધા, જો કે તે તેમના ઉપર તમને પ્રભુત્વ આપી ચૂક્યો હતો અને જે કંઈ તમે કરી રહ્યા હતા અલ્લાહ તેને જોઈ રહ્યો હતો.

૨૫. તે જ લોકો તો છે જેમણે ઇન્કાર કર્યો અને તમને મસ્જિદે હરામ (પ્રતિષ્ઠિત કા'બા)થી રોક્યા અને કુરબાનીના ઊંટોને તેમના ઝબેહ કરવાના સ્થાને પહોંચવા ન દીધા. જો (મક્કામાં) આવા ઈમાનવાળા પુરુષો અને સ્ત્રીઓ મોજૂદ ન હોત જેમને તમે નથી જાણતા, અને આ જોખમ ન હોત કે અજાણતામાં તમે તેમને કચડી નાખશો અને તેનાથી તમારા ઉપર દોષ આવશે (તો લડાઈ રોકવામાં ન આવતી. તે એટલા માટે રોકવામાં આવી) કે જેથી અલ્લાહ પોતાની કૃપામાં જેને ચાહે તેને દાખલ કરે. તે ઈમાનવાળાઓ અલગ થઈ ગયા હોત તો (મક્કાવાસીઓમાંથી) જેઓ ઇન્કાર કરનારાઓ (કાફિર) હતા અમે તેમને જરૂર કઠોર સજા આપતા.

૨૬. (આ જ કારણ છે કે) જ્યારે આ ઇન્કાર કરનારાઓએ પોતાના હૃદયોમાં અજ્ઞાનતાપૂર્ણ પક્ષપાત બેસાડી દીધો તો અલ્લાહે પોતાના રસૂલ અને ઈમાનવાળાઓ ઉપર શાંતિ ઉતારી અને ઈમાનવાળાઓને પરહેઝગારી (સંયમ)ની વાત ઉપર પાબંદ રાખ્યા કેમ કે તેઓ તેના વધુ હક્કદાર અને તેને યોગ્ય હતા. અલ્લાહ દરેક વસ્તુનું જ્ઞાન ધરાવે છે. (રુકૂઅ-૩)

૨૭. હકીકતમાં અલ્લાહે પોતાના રસૂલ (ઈશદૂત)ને સાચું સ્વપ્ન દેખાડ્યું હતું, જે તદ્દન સત્ય ઉપર આધારિત હતું.[૧૮] ઇન્શાઅલ્લાહ (જો અલ્લાહે ચાહ્યું તો), તમે જરૂર મસ્જિદે હરામ (પ્રતિષ્ઠિત મસ્જિદ કા'બા)માં સંપૂર્ણ સલામતીપૂર્વક દાખલ થશો, પોતાના માથાં મુંડાવશો અને વાળ કપાવશો, અને તમને કોઈ પણ ભય નહીં હોય. તે વાતને તે જાણતો હતો, જેને તમે જાણતા ન હતા. આથી તે સ્વપ્ન સાચું પડે તેના પહેલાં તેણે આ નજીકનો વિજય તમને પ્રદાન કર્યો.

૨૮. તે અલ્લાહ જ છે જેણે પોતાના રસૂલને માર્ગદર્શન અને સત્ય-દીન સાથે મોકલ્યો છે જેથી તેને તમામ જીવન-પદ્ધતિઓ (ધર્મોના તમામ સ્વરૂપો અને પ્રકારો) ઉપર પ્રભુત્વ અપાવી દે અને આ હકીકત માટે અલ્લાહની સાક્ષી પૂરતી છે.

૨૯. મુહમ્મદ અલ્લાહના રસૂલ (ઈશદૂત) છે, અને જે લોકો તેમના સાથે છે તેઓ ઈન્કાર કરનારાઓ (કાફિરો) ઉપર કઠોર અને પરસ્પર દયાળુ છે. તમે જયારે જોશો તેમને રુકૂઅ અને સિજદા, અલ્લાહની કૃપા અને તેની પ્રસન્નતાની અભિલાષામાં મગ્ન જોશો. સિજદાનો પ્રભાવ તેમના ચહેરા ઉપર મોજૂદ છે જેનાથી તેઓ અલગ ઓળખી શકાય છે. આ છે તેમની વિશિષ્ટતા તૌરાતમાં. અને ઈંજીલમાં તેમનું દૃષ્ટાંત એ રીતે આપવામાં આવ્યું છે કે જાણે એક ખેતી છે જેણે પહેલાં કૂંપળ કાઢી, પછી તેને પરિપુષ્ટ કરી, પછી તે ફાલી અને પાંગરી, પછી પોતાના થડ ઉપર ઊભી થઈ ગઈ. ખેતી કરવાવાળાઓને તે ખુશ કરે છે જેથી કાફિરો તેમના ફૂલવા-ફાલવા ઉપર બળે. તે સમૂહના લોકો જેઓ ઈમાન લાવ્યા છે અને જેમણે સત્કર્મો કર્યા છે અલ્લાહે તેમને ક્ષમા અને મોટા બદલાનો વાયદો કર્યો છે. (રુકૂઅ-૪)



# (૪૯) અલ-હુજુરાત

## પરિચય

**નામ :**

આયત ૪ના વાક્ય 'ઈન્નલ્લઝીન યુનાદૂનક મિંવ્વરાઈલ હુજુરાત' ઉપરથી આ સૂરઃનું નામ લેવામાં આવ્યું છે, અર્થાત્ તે સૂરઃ જેમાં 'અલ હુજુરાત' શબ્દ આવ્યો છે.

**ઉતરાણકાળ :**

રિવાયતો ઉપરથી પણ જણાય છે અને સૂરઃના વિષયો પણ એનું સમર્થન કરે છે કે આ સૂરઃ જુદા-જુદા સમયે ઊતરેલા આદેશો અને સૂચનાઓનો સમૂહ છે, જે વિષય સંબંધના કારણે એક જગ્યાએ એકત્ર કરી દેવામાં આવ્યા છે. આ ઉપરાંત રિવાયત ઉપરથી એ પણ જણાય છે કે આમાંથી ઘણાંખરા આદેશો મદીનાના આખરી તબક્કામાં ઊતર્યા છે.

**ચર્ચાના વિષયો :**

આ સૂરઃનો વિષય મુસલમાનોને તે શિષ્ટાચારનું શિક્ષણ આપવાનો છે જે ઈમાનવાળાઓને શોભાસ્પદ છે.

શરૂઆતની પાંચ આયતોમાં તેમને તે શિષ્ટાચાર શીખવવામાં આવ્યો છે જેનું તેમણે અલ્લાહ અને તેના રસૂલની બાબતમાં પાલન કરવું જોઈએ.

પછી એ આદેશ આપવામાં આવ્યો છે કે દરેક સમાચાર ઉપર વિશ્વાસ કરી લેવો અને તે માટે ગમે-તે પગલાં લઈ લેવા યોગ્ય નથી. જો કોઈ વ્યક્તિ કે જૂથ અથવા તો કોમ વિરુદ્ધ કોઈ સમાચાર સાંપડે તો ધ્યાનપૂર્વક જોવું જોઈએ કે સમાચારનું માધ્યમ વિશ્વસનીય છે કે નહીં. વિશ્વસનીય ન હોય તો તે અંગે પગલાં લેતાં અગાઉ તપાસ કરી લેવી જોઈએ કે સમાચાર સાચા છે કે નહીં.

ત્યારબાદ એ બતાવવામાં આવ્યું છે કે જો ક્યારેય મુસલમાનોના બે જૂથો પરસ્પર ઝઘડી પડે તો આવી પરિસ્થિતિમાં બીજા મુસલમાનોએ કેવું વર્તન અપનાવવું જોઈએ.

ત્યારપછી મુસલમાનોને તે બૂરાઈઓથી બચવાનો અનુરોધ કરવામાં આવ્યો છે જે સામૂહિક જીવનમાં બગાડ પેદા કરે છે અને જેના કારણે પરસ્પર સંબંધો બગડે છે.

ત્યારપછી તે કોમ અને વંશને કારણે ઊભા કરવામાં આવેલ ભેદભાવો ઉપર પ્રહાર કરવામાં આવ્યો છે જે દુનિયામાં વિશ્વવ્યાપી બગાડ અને અશાંતિનું કારણ બને છે. અલ્લાહે એક જ સંક્ષિપ્ત આયતમાં એ ફરમાવીને આ દૂષણને જડમૂળથી ઉખાડી નાખ્યું છે કે સૌ મનુષ્યો એક જ મૂળમાંથી પેદા થયા છે અને

કોમ તથા કબીલાઓમાં તેમની વહેંચણી ઓળખાણ માટે છે, નહીં કે ગર્વ લેવા માટે, અને એક મનુષ્યની સરસાઈ માટે નૈતિક શ્રેષ્ઠતા સિવાય બીજો કોઈ કાયદેસર આધાર નથી.

અંતમાં લોકોને બતાવવામાં આવ્યું છે કે મૂળ વસ્તુ ઈમાનનો મૌખિક એકરાર નથી, બલ્કે હૃદયપૂર્વક અલ્લાહ અને તેના રસૂલને માનવા, વ્યવહારમાં આજ્ઞાંકિત બનવા અને નિખાલસપણે અલ્લાહના માર્ગમાં પોતાના પ્રાણ અને ધન ખપાવી દેવા તે મૂળવસ્તુ છે. સાચો મોમિન (ઈમાનવાળો) તે જ છે જે આ વલણ અપનાવે.



# (૪૯) સૂરઃ અલ-હુજુરાત

(મદીનામાં અવતરિત થઈ • રુકૂઅ : ૨ • આયતો : ૧૮)

અલ્લાહના નામથી જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

૧. હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! અલ્લાહ અને તેના રસૂલના આગળ ન વધો અને અલ્લાહથી ડરતા રહો, અલ્લાહ બધું જ સાંભળનાર અને જાણનાર છે.

૨. હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! પોતાનો અવાજ નબી (પયગંબર)ના અવાજથી ઊંચો ન કરો, અને ન નબી સાથે ઊંચા અવાજે વાત કરો જે રીતે તમે પરસ્પર એક-બીજા સાથે કરો છો, ક્યાંક એવું ન બને કે તમારૂં બધું કર્યું-કરાવ્યું નષ્ટ થઈ જાય અને તમને ખબર પણ ન પડે.

૩. જે લોકો અલ્લાહના રસૂલના સાથે વાત કરતી વખતે પોતાનો અવાજ નીચો રાખે છે તેઓ હકીકતમાં તે જ લોકો છે જેમના હૃદયોને અલ્લાહે પરહેઝગારી (ઈશપરાયણતા) માટે પારખી લીધા છે. તેમના માટે ક્ષમા છે અને મહાન બદલો.

૪. હે પયગંબર ! જે લોકો તમને ઓરડાના બહારથી બોલાવે છે તેમનામાંથી મોટા ભાગના બુદ્ધિહીન છે.

૫. જો તેઓ તમારા બહાર આવવા સુધી ધીરજ રાખતા તો તેમના જ માટે વધારે સારૂં હતું, અલ્લાહ દરગુજર કરનાર અને દયાળુ છે.

૬. હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! જો કોઈ અવજ્ઞાકારી તમારા પાસે કોઈ સમાચાર લઈને આવે તો તપાસ કરી લેવાનું રાખો, ક્યાંક એવું ન બને કે તમે કોઈ જૂથને અજાણતામાં હાનિ પહોંચાડી બેસો અને પાછળથી પોતાના કૃત્ય ઉપર પસ્તાવો કરો.

૭-૮. બરાબર ધ્યાનમાં રાખો કે તમારા વચ્ચે અલ્લાહનો રસૂલ મોજૂદ છે. જો તે ઘણાં એવા મામલાઓમાં તમારી વાત માની લે તો તમે પોતે જ મુશ્કેલીમાં મૂકાઈ જાઓ. પરંતુ અલ્લાહે તમને ઈમાનનો પ્રેમ આપ્યો અને તેને તમારા માટે મનપસંદ બનાવી દીધું, અને કુફ્ર (ઈન્કાર) અને ઉલ્લંઘન અને અવજ્ઞાથી તમને નફરત કરનારા

બનાવી દીધા. આવા જ લોકો અલ્લાહની કૃપા અને ઉપકારથી સન્માર્ગે ઉપર છે અને અલ્લાહ જાણનાર અને તત્ત્વદર્શી છે.

૯. અને જો ઈમાનવાળાઓમાંથી બે જૂથો એક-બીજા સાથે લડી પડે તો તેમના વચ્ચે સુલેહ કરાવો. પછી જો તેમાંથી એક જૂથ બીજા જૂથ ઉપર અતિરેક કરે તો અતિરેક કરનાર સાથે ત્યાં સુધી લડો જ્યાં સુધી તે અલ્લાહના આદેશ તરફ પાછો વળી જાય. પછી જો તે પાછો વળી જાય તો તેમના વચ્ચે ન્યાયપૂર્વક સુલેહ કરાવી દો, અને ન્યાય કરો કેમ કે ન્યાયી લોકોને અલ્લાહ પસંદ કરે છે.

૧૦. ઈમાનવાળા તો એક-બીજાના ભાઈ છે, તેથી પોતાના ભાઈઓ વચ્ચે સંબંધોને દુરસ્ત કરો અને અલ્લાહથી ડરો, આશા છે કે તમારા ઉપર દયા કરવામાં આવશે. (રૂકૂઅ-૧)

૧૧. હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છો ! ન પુરૂષો બીજા પુરૂષોની હાંસી ઉડાવે, બની શકે છે કે તેઓ તેમનાથી સારા હોય, અને ન તો સ્ત્રીઓ બીજી સ્ત્રીઓની હાંસી ઉડાવે, બની શકે છે કે તેઓ તેમનાથી સારી હોય. પરસ્પર એક બીજા ઉપર વ્યંગ ન કરો અને ન એક-બીજાને ખરાબ ઈલ્કાબો (ઉપનામો)થી યાદ કરો. ઈમાન લાવ્યા પછી દુરાચારમાં નામ પેદા કરવું ઘણી ખરાબ વાત છે. જે લોકો આ વર્તનથી અટકે નહીં તેઓ ઝાલિમ (અત્યાચારી) છે.

૧૨. હે લોકો, જેઓ ઈમાન લાવ્યા છે ! બહુ અનુમાન કરવાથી બચો, કેમ કે કેટલાક અનુમાનો ગુના હોય છે. ખણખોદ ન કરો અને તમારામાંથી કોઈ કોઈની પીઠ પાછળ નિંદા (ગીબત) ન કરે. શું તમારામાં કોઈ એવો છે જે પોતાના મૃત ભાઈનું માંસ ખાવાનું પસંદ કરશે ? જુઓ, તમે પોતે આનાથી સૂગ કરો છો. અલ્લાહથી ડરો, અલ્લાહ મોટો તૌબા (ક્ષમા) કબૂલ કરનાર અને દયાળુ છે.

૧૩. લોકો ! અમે તમને એક પુરુષ અને એક સ્ત્રીમાંથી પેદા કર્યા અને પછી



તમારી કોમો (જાતિઓ) અને કબીલા (બિરાદરીઓ) બનાવી દીધા જેથી તમે એક-બીજાને ઓળખો. હકીકતમાં અલ્લાહના નજીક તમારામાં સૌથી વધુ પ્રતિષ્ઠિત તે છે જે તમારામાં સૌથી વધુ પરહેઝગાર (અલ્લાહથી ડરનાર, સંયમી) છે. નિશ્ચિતપણે અલ્લાહ સર્વજ્ઞ અને સુમાહિતગાર છે.

૧૪. આ બદદુઓ કહે છે કે ''અમે ઈમાન લાવ્યા.'' આમને કહો, ''તમે ઈમાન નથી લાવ્યા બલ્કે એમ કહો કે, અમે આજ્ઞાંકિત થઈ ગયા.'' ઈમાન હજૂ તમારા હૃદયોમાં પ્રવેશ્યું નથી. જો તમે અલ્લાહ અને તેના રસૂલ (ઈશદૂત)નું આજ્ઞાપાલન અપનાવી લો તો તે તમારા કર્મોના બદલામાં કોઈ કમી નહીં કરે, નિશ્ચિતપણે અલ્લાહ મોટો ક્ષમાશીલ અને દયાળુ છે.

૧૫. હકીકતમાં ઈમાનવાળા તો તે લોકો છે જેઓ અલ્લાહ અને તેના રસૂલ ઉપર ઈમાન લાવ્યા, પછી તેમણે કોઈ શંકા ન કરી અને પોતાના પ્રાણ અને ધનથી અલ્લાહના માર્ગમાં જિહાદ (તનતોડ પ્રયાસ, સંઘર્ષ) કરી, તેઓ જ સાચા લોકો છે.

૧૬. હે પયગંબર ! આ (ઈમાનના દાવેદારો)ને કહો, શું તમે અલ્લાહને પોતાના દીન (ધર્મ)ની જાણ કરી રહ્યાં છો ? જો કે અલ્લાહ ધરતી અને આકાશોની દરેક વસ્તુને જાણે છે અને દરેક વસ્તુનું જ્ઞાન ધરાવે છે.

૧૭. આ લોકો તમારા ઉપર ઉપકાર પ્રગટ કરે છે કે તેમણે ઈસ્લામનો સ્વીકાર કરી લીધો. તેમને કહો કે પોતાના ઈસ્લામનો ઉપકાર મારા ઉપર ન પ્રગટ કરો, બલ્કે અલ્લાહે તમારા ઉપર ઉપકાર કર્યો છે કે તેણે ઈમાન તરફ તમારું માર્ગદર્શન કર્યું જો તમે ખરેખર પોતાના (ઈમાનના દાવામાં) સાચા છો.

૧૮. અલ્લાહ આકાશો અને ધરતીની દરેક છૂપી વસ્તુ જાણે છે અને તમે જે કંઈ કરો છો તે બધું તેની નજરમાં છે. (રૂકૂઅ-૨)

# (૫૦) કાફ

## પરિચય

**નામ :**

સૂરઃનું નામ આરંભના શબ્દ 'કાફ' ઉપરથી લેવામાં આવ્યું છે, અર્થાત્ આ તે સૂરઃ છે જેનો આરંભ 'કાફ' શબ્દથી થાય છે.

**ઉતરાણકાળ :**

કોઈ પણ આધારભૂત રિવાયત ઉપરથી તો જણાતું નથી કે આનું ઉતરાણ ક્યા ચોક્કસ સમયે થયું છે, પરંતુ વિષયો ઉપર વિચાર કરવાથી લાગે છે કે આનો ઉતરાણકાળ મક્કાનો બીજો તબક્કો છે, જે નબૂવ્વતના ત્રીજા વર્ષથી શરૂ થઈને પાંચમા વર્ષ સુધી રહ્યો. આ તબક્કાની વિશિષ્ટતાઓ અંગે અમે સૂરઃ અન્આમની પ્રસ્તાવનામાં વર્ણન કરી ગયા છીએ.

**ચર્ચાના વિષયો :**

આધારભૂત રિવાયતો ઉપરથી જણાય છે કે અલ્લાહના રસૂલ (સલ્લ.) મોટાભાગે ઈદની નમાઝોમાં આ સૂરઃ પઢતા હતા. કેટલીક બીજી રિવાયતોમાં આવ્યું છે કે ફજની નમાઝમાં પણ આપ (સલ્લ.) ખૂબ જ પઢતા હતા. આના ઉપરથી એ વાત સ્પષ્ટ થાય છે કે આપ (સલ્લ.)ની દૃષ્ટિમાં આ એક ખૂબ જ મહત્વની સૂરઃ હતી. આથી આપ (સલ્લ.) વધુને વધુ લોકો સુધી વારંવાર આના વિષયો પહોંચાડવાની વ્યવસ્થા કરતા હતા.

આના મહત્વનું કારણ સૂરઃને ધ્યાનપૂર્વક પઢવાથી સરળતાથી સમજાઈ જાય છે. સમગ્ર સૂરઃનો વિષય આખિરત (પરલોક) છે. અલ્લાહના રસૂલ (સલ્લ.)એ જ્યારે મહાન મક્કામા પોતાના સંદેશ અને આમંત્રણનો આરંભ કર્યો તો લોકોને સૌથી વધુ નવાઈ આપની જે વાત માટે થઈ હતી, તે એ હતી કે મૃત્યુ પછી મનુષ્યોને બીજીવાર ઉઠાવવામાં આવશે અને તેમને પોતાના કર્મોનો હિસાબ આપવો પડશે. લોકો કહેતા હતા કે આ તો તદ્દન અસંભવ વાત છે, છેવટે એ બની જ કેવી રીતે શકે કે જ્યારે આપણી રજેરજ ધરતીમાં વેરવિખેર થઈ ચૂકી હોય, ત્યારપછી આ વેરવિખેર કણોને હજારો વર્ષ પછી ફરીવાર એકત્ર કરીને અમારા આ જ શરીર નવેસરથી બનાવી દેવામાં આવે અને અમે જીવતા થઈને ઊભા થઈ જઈએ ? આના જવાબમાં



અલ્લાહ તરફથી આ પ્રવચન ઊતર્યું. આમાં ખૂબ જ સંક્ષિપ્તમાં નાના-નાના વાક્યો દ્વારા એક તરફ આખિરત (પરલોક)ની શક્યતા અને તેના ઉદ્ભવ માટે દલીલો આપવામાં આવી છે, અને બીજી તરફ લોકોને ચેતવવામાં આવ્યા છે કે તમે ચાહે આશ્ચર્ય પામો, અથવા સમજમાં ન આવે તેવું સમજો, કે પછી ખોટું ઠેરવો, કોઈ પણ સંજોગોમાં આ હકીકત બદલાઈ શકતી નથી.